ધર્મપ્રકાશની ભેટ રજીસ્ટર નં. B. 2256.

# જ્ઞાન પ્રભાવ.

મ. ન. દોશી.

આવૃતી ૧ લી

સને ૧૯૨૯
મૂલ્ય બાર આના.

# GREATNESS of WISDOM.

મુદ્રક.
મુળચંદભાઇ ત્રીકમલાલ પટેલ
સૂર્યપ્રકાશ મુદ્રણાલય
પાનકોરનાકા—અમદાવાદ.

# જ્ઞાન પ્રભાવ

લેખક,

શ્રીયુત મણિલાલ નથુભાઇ દોશી બી. એ.

અમદાવાદ.

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।

પ્રકાશક,

શા. કોરશી વિજપાલ

રંગુન.

# અનુક્રમણિકા.

# અર્પણ.

સત્યજીજ્ઞાસુ, જ્ઞાનપ્રિય, સચ્ચારિત્રવાન્
કોરશીભાઈ મુ. રંગુન.

છેલ્લાં બે વર્ષમાં આપની સાથે જે નિ-કટનો પરિચય થયો, તેમાં આપની સત્યનિષ્ઠા દાનપ્રિયતા, પવિત્રતા, અને લોકોનું અજ્ઞાન ટાળવાની પ્રબળ ધગશ જાણવાનો તથા જોવાનો સારો પ્રસંગ પ્રાપ્ત થયો છે. આપનો મારા પ્રત્યેનો જે સુહૃદ્ભાવ છે, તે અમૂલ્ય છે. તે સુહૃદ્ભાવની કીંમત આંકવા મારી પાસે પુરતા શબ્દો નથી. છતાં મારો આપના પ્રત્યેનો સદ્ભાવ પ્રકટ કરવા મેં લખેલું **"જ્ઞાન પ્રભાવ"** નામનું પુસ્તક આપને–જ્ઞાન પિપાસુ આત્માને આ મારા જન્મ દિવસે **અર્પણ** કરતાં મને અત્યંત આનંદ થાય છે.

આપણી મૈત્રી ચિરસ્થાયી રહો એજ શુભ ભાવના.

આસો સુદ ૭ સં. ૧૯૮૫ } આપનો સ્નેહી મિત્ર

રતનપોળ–**અમદાવાદ** } **મણિલાલ**

# પ્રસ્તાવના.

જ્ઞાન એ આત્માનો સ્વાભાવિક ગુણ છે. જ્ઞાનનું મધ્યબિન્દુ આપણા પોતાનામાં છે, પણ તે નહિ જાણવાથી આપણે પ્રારંભમાં અનેક બાહ્ય સાધનો દ્વારા તે મેળવવા પ્રયત્નશીલ થઇએ છીએ. પ્રથમ પુસ્તકોદ્વારા, શિક્ષકોદ્વારા, સત્સમાગમદ્વારા, દેશાટન દ્વારા અને અનેક વસ્તુઓનાં અવલોકન અને નિરીક્ષણદ્વારા તે મેળવવા મથીએ છીએ. આથી આપણો જ્ઞાનભંડોળ વધે છે. આપણી પાસે હકીકતો–બ્હારની ખબરોની સામગ્રી એકઠી થાય છે, પણ તે ખરૂં જ્ઞાન નથી. તે તો બધાં બાહ્ય સાધનો છે. આ બધાં સાધનો પર અંતરાત્મા જ્યારે કાર્ય કરે ત્યારે પ્રજ્ઞા–સાચું જ્ઞાન (wisdom) જન્મે છે.

મનુષ્ય આગળ વધતાં પોતાની અંદર રહેલ સૂક્ષ્મ શરીરની કેટલીક શક્તિઓ યોગદ્વારા જાગ્રત કરે છે. ત્યારે તેનામાં વિશ્વદૃષ્ટિ ( Clairvoyance ) ખીલે છે; તેથી તે દૂરની કેટલીક વસ્તુઓ તથા મનુષ્યોને જોઈ શકે છે. આ પણ જ્ઞાનનો એક ભાગ છે, પણ તે સાચું જ્ઞાન–પ્રજ્ઞા–નથી, અને જ્યાંસુધી **પ્રજ્ઞા** પ્રકટે નહિ, ત્યાં સુધી મનુષ્યને ખરી **શાંતિ** કે **આનંદ** મળી શકે નહિ. જેવી રીતે વિજ્ઞાનશાસ્ત્રી દુનિઆના સ્થૂળ પદાર્થો સંબંધી અમુક શોધખોળ કરે છે, અને તે સંબંધી જ્ઞાન મેળવે છે, તેવી રીતે જેની વિશ્વદૃષ્ટિ

ખીલેલી છે, તેવો મનુષ્ય **સૂક્ષ્મ**ભુવનો, તે પરનાં **મનુ**-**ષ્યો** અને વસ્તુઓ સંબંધી **જ્ઞાન** પ્રાપ્ત કરે છે. પણ તે સિદ્ધિઓને ખરી શાંતિ સાથે જરા પણ સંબંધ નથી. જ્યાં સુધી મનુષ્ય **આંતર પ્રતિભા** ( Intuition ) ખીલવે નહિ, ત્યાં સુધી તેને **આત્મદર્શન** થાય નહિ, ત્યાં સુધી બધામાં રહેલા **એક જીવનનો** તેને **અનુભવ** થાય **નહિ,** ત્યાં સુધી **ભેદભાવ** રહ્યાં કરે અને ત્યાં સુધી **અશાંતિ, શોક** અને **મોહ** પણ ચાલ્યાં કરે. ત્યારે સાચું જ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ આંતર પ્રતિભાની જાગૃતિ છે. અને તે જાગૃતિ કરવા માટે **મનની** તથા **હૃદય**ની પૂર્ણ એકતાની જરૂર છે. પ્રેમ અને **જ્ઞાનના** ડહાપણભર્યા **મિશ્રણમાંથી** આંતર પ્રતિભા પ્રકટે છે. જ્યારે મનુષ્યને **સર્વમાં એક જીવન રહેલું છે**, એવું સ્પષ્ટ જ્ઞાન થાય છે, ત્યારે તે સર્વ**ને** ચ્હાવા લાગે છે. સર્વને નિઃસ્વાર્થપણે, અનાસક્તભાવે અને **પ્રબળ**રીતે ચ્હાવા લાગે છે, અને જેમ જેમ તે બીજાઓને ચ્હાવા લાગે છે, બીજાઓ પ્રત્યે દીલસોજી, સહાનુભૂતિ–દયા બતાવતો જાય છે, તેમ તેમ તે બીજાઓને વિશેષ સમજતો થાય છે, બીજાઓ સંબંધો વિશેષ **જ્ઞાન** પ્રાપ્ત કરે છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે **જ્ઞાન પ્રેમને પ્રકટાવે છે** અને **પ્રેમ જ્ઞાનમાં વૃદ્ધિ કરે છે**; અને જ્ઞાન અને પ્રેમના ડહાપણભર્યા મિશ્રણમાંથી જે **આંતર પ્રતિભા** ખીલે છે તેજ આપણને સાચે માર્ગે દોરે છે. જગતના બધા ધર્મો કરતાં, બધા નિયમો કરતાં

બધી બાહ્ય સત્તાઓ કરતાં તે આંતર પ્રતિભાનો અવાજ બહુજ પ્રબળ હોય છે. તે શુદ્ધ થયેલા આત્માનો–આપણો પોતાનો–અવાજ છે. તે અવાજને માન આપીને જે કોઇ ચાલે છે, તેના જીવનમાં મહાન્ પરિવર્તન થવા માંડે છે.

આવો મનુષ્ય છેવટે પૂર્ણ **સ્વાશ્રયી** બને છે, અને પોતાના આત્મામાં પૂર્ણ જ્ઞાનને અનુભવે છે અને તેનું **જીવન** પણ તે જ્ઞાન પ્રમાણે **વિશ્વપ્રેમી** બને છે. જગતના બધા મહાન્ પુરૂષોએ આ સ્વાશ્રયનો પાઠ શીખવ્યો છે. વખત જતાં તે ભૂલી જવાય છે, અને લોકો બાહ્ય સાધનો પર, બાહ્યક્રિયાઓ પર વિશેષ આધાર રાખતા થાય છે, ત્યારે જેણે આવું પરમ જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય છે, તેવો કોઈ મહાપુરૂષ ફરીથી આપણને અંતરમાં આંતરપ્રતિભાને–**જ્ઞાનદીપકને શોધવા** અને ત્યાંજ સાચી શાંતિ અને સાચો આનંદ પ્રાપ્ત કરવા ફરમાવે છે. આપણે પણ અત્યારે આવા સમયમાં રહીએ છીએ. અને તેથીજ અત્યારે લોકો આનંદનું ખરૂં સ્થાન શોધવા મથી રહ્યા છે. અને આ પુસ્તક પણ તેવા મંથનનું પરિણામ છે. અહીં દર્શાવેલી ભાવનાઓ બીજાઓને સદ્જ્ઞાન અને સાચી શાંતિ પ્રાપ્ત કરવાના તેમના મંથનમાં મદદગાર થાઓ એમ હું ઇચ્છું છું.

જ્ઞાન દિનપ્રતિદિન વધતું ચાલે છે, વિચારક મનુષ્યના વિચારોમાં નિરંતર પરિવર્તન થયાંજ કરે છે.

દરેક પુસ્તક, દરેક મનુષ્ય, દરેક બનાવ, આપણને અનુભવ આપી આપણા જ્ઞાનમાં વૃદ્ધિ કરે છે. વિચારોનું પરિવર્તન એ **નિર્બળતાનું** નહિ પણ **પ્રગતિનું** ચિન્હ છે. બ્હારના **દબાણથી, બીજા** કોઈ પર **આધાર** રાખી જે મનુષ્ય પોતાના વિચારો બદલે છે તે ખરી પ્રગતિ કરી શકતો નથી. મનુષ્યના વિચારો બદલાય તેમ તેના ભૂતકાળના વિચારો સાથે વર્તમાન વિચારો અસંગત થાય—બંધ બેસતા ન થાય—એ સ્વાભાવિકજ છે. જેમ મનુષ્ય જ્ઞાનમાં આગળ વધે છે, તેમ તેનું દૃષ્ટિબિન્દુ બદલાય છે. એક સમયે જે વસ્તુ અતિમહત્ત્વની લાગતી હોય તે હવે ગૌણ લાગે છે અને તેથી હાલના સત્‌ની અપેક્ષાએ તે વસ્તુ અસત્‌ જેવા લાગે છે. હાલ જે સત્‌ લાગે છે, તે પણ જ્ઞાનની વૃદ્ધિ થતાં અસત્‌ લાગે તો તેમાં આશ્ચર્ય નહિ. આપણે નાના હોઈએ ત્યારે સારા અક્ષરો લખવા માટે લીટીઓ આંકીને બે લીટીની વચ્ચે લખતા હોઇએ છીએ. અત્યારે આપણે લીટીઓ વગર પણ સીધી લાઈનમાં લખી શકીએ તો તે લીટીઓ આપણને અસત્‌ લાગે છે, ગૌણ—બીનમહત્ત્વની જણાય છે.

આ લેખક એમ માને છે કે જે મનુષ્ય પોતાને મળેલ જ્ઞાન પ્રમાણે જીવન ગાળે છે, તેને વિશેષ વિશેષ જ્ઞાન અંદરથી મળી આવે છે, કારણ કે જ્ઞાન એ આત્માનો મૂળ સ્વભાવજ છે.

**नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते**

જ્ઞાન સમાન પવિત્ર વસ્તુ આ જગતમાં બીજી

એક પણ નથી. જ્ઞાન પવિત્ર હોઇ તેના ઉપાસકોને પવિત્ર બનાવે છે. તેવું નિર્મળ જ્ઞાન—આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા અને તે પ્રમાણે ચાલવાને સર્વને સન્મતિ મળો, એજ હૃદયની પ્રાર્થના.

મારા જ્ઞાનપ્રિય સ્નેહીમિત્ર કોરશીભાઇએ આ પુસ્તક પ્રકટ કરી મારી ભાવનાઓ પ્રકટ કરવાને જે તક આપી, તે માટે તેમનો અંતઃકરણથી આભાર માનું છું. મારાં લખેલાં પાંચ ગુજરાતી પુસ્તકો તથા એક અંગ્રેજી પુસ્તક તેમણે આ બે વર્ષમાં છપાવ્યાં છે, અને આ સાતમું પુસ્તક તેમના દ્વારા દિવસનો પ્રકાશ જુએ છે.

આસોવદ ૭ સં. ૧૯૮૫.
રતનપોળ—અમદાવાદ.

**મણિલાલ. ન. દોશી.**



૧૫૦૯

# શા. કોરશીભાઇ વિજપાળનું ટુંક જીવન ચરિત્ર.

---



અનુકૂળ સંયોગોમાં પ્રગતિ કરનાર ઘણા જીવો હોય છે, પણ પ્રતિકૂળ પ્રસંગોમાં આપ બળથી, પ્રમાણિકતાથી, સ્વાશ્રયથી, સન્નીતિથી, અને સાહસથી જે મનુષ્યો આગળ વધે છે, તેઓ પોતાના જીવનની છાપ જગતપર પાડે છે. કોરશીભાઇ પણ ઉપરોક્ત સદ્દગુણોના બળથી આગળ વધેલા એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ છે.

શ્રી કોરશીભાઇનો જન્મ કચ્છ દેશમાં આવેલા મોટા આસંબીઆ ગામમાં થયેલો છે. જ્ઞાતે તે વીશા ઓશવાલ જૈન છે. તેમનો જન્મ સંવત ૧૯૨૯ ના ભાદ્રપદની વદી નવમીને દિવસે થયો હતો. તેમના પ્રપિતા–નેણશી શેઠની પ્રતિષ્ઠા ઘણી સારી હતી અને પોતાના ગુણોથી તે પુણ્યશાળી પુરૂષે કુળની પ્રતિષ્ઠામાં સારો વધારો કર્યો હતો. તે નેણશી શેઠને ચાર પુત્રો હતા. જેમનાં નામ અનુક્રમે મેઘરાજભાઇ, લાધાભાઇ, ચાંપશીભાઇ અને વીજપાળભાઇ હતાં. તેમાં સૌથી નાના પુત્ર શ્રી વીજપાળભાઇને ત્યાં કોરશીભાઇનો જન્મ થયો હતો. વીજપાળભાઈ સ્વભાવે સરલ, સત્ત્વગુણી અને ધર્મપરાયણ હતા. તે મુંબાઇમાં ૨૭ વર્ષ રહ્યા હતા. તે દરમ્યાન પ્રથમ નોકરી, પછી વેપારમાં ભાગીદારી અને છેવટે તેમણે સ્વતંત્ર વેપાર

બેડચો હતો. સંવત ૧૯૬૦ માં માઘ માસમાં ૬૧ વર્ષની વયે વીજપાળભાઇ જીવનની ઉજ્વળ કારકીર્દી પાછળ મૂકી સ્વર્ગવાસ થયા. શ્રી કોરશીભાઇમાં જે સહનશીલતા, સંયમ, ધર્મશ્રદ્ધા અને પ્રેમ ભાવના પ્રકટી નીકળેલાં છે, તેનાં બીજને તેમના પિતાના જીવનથી સારૂં જળસિંચન મળ્યું હતું. કોરશીભાઇના માતુશ્રી અત્યંત દયાળુ અને પ્રેમાળ છે. પ્રેમ અને સેવા એ તેમના જીવનમાં પ્રગટ જણાઈ આવે છે. તે એક આર્ય માતાના આદર્શરૂપ છે. તેમના જીવનના પણ ઉચ્ચ સંસ્કારોએ શ્રી કોરશીભાઇના જીવનને ઘડવામાં ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે.

કોરશીભાઇને શાળાનું શિક્ષણ ઘણું થોડું મળેલું હતું, કારણ કે તે સમયમાં અંગ્રેજી ભાષાનું શિક્ષણ મેળવવાની અનુકૂળતા ગામડાઓમાં બીલકુલ હતીજ નહિ. પણ તેમની બુદ્ધિ સતેજ હતી, અને પોતાની બુદ્ધિના બળથી તેમજ અનુભવથી શાળાના અભ્યાસની ખામી પુરી પાડી તેમણે પોતાનું જીવનનાવ બહુ સુંદર રીતે ઉચ્ચ ધ્યેય તરફ દોર્યું છે—દોરી રહ્યા છે.

ગુજરાતી વાંચવા લખવા જેટલું જ્ઞાન મેળવી તે નાની વયમાં મુંબાઇ ગયા, ત્યારે તેમના પિતાશ્રી વિજપાલભાઈ અનાજના વેપારમાં જોડાયેલા હતા. પ્રારંભમાં તો તેમને સ્ટેશને જઇ ટપાલ લઇ આવવા પહોંચાડવાનું કામ અથવા તો નાની નાની રકમોની ઉઘરાણી કરવાનું કામ સોંપવામાં આવ્યું હતું. આ બધાં કામ નાનાં હતાં, પણ તેમાં પણ શરીરને કસવાના, સહનશીલતા ખીલવવાના, અને મનોબળ વધારવાના અનેક પાઠ તે શીખ્યા. ત્યાં મુંબાઇમાં એક મહેતાજીની કૃપાથી ગણિત, હિસાબ અને તેની કુંચીઓ તેમણે શીખી લીધી હતી.

પંદર વર્ષની વયે સં. ૧૯૪૪ માં ઉમરશી રાયશીની

કંપનીમાં ચોખાની વખારમાં કોરશીભાઇ કામ શીખવા–વ્યાપારી જ્ઞાન પ્રાપ્ત કરવા રહ્યા. મુંબાઇનું ખર્ચાળ જીવન, વિદ્યાની ઉણપ, તથા ભાગ્યદેવીની પ્રતિકૂળતાને લીધે આ સમયે તેમજ ત્યાર પછી કેટલાંક વર્ષો સુધી તેમને ઘણું દુઃખ સહન કરવું પડયું હતું. પણ તે દુઃખથી તેમનામાં અપૂર્વ ધૈર્ય, આત્મબળ અને પ્રભુ પરનો વિશ્વાસ–એ ગુણો ખીલવા પામ્યા હતા. તે સાથે ગરીબ અવસ્થામાં સ્વાભાવિક રિતે જન્મતા વિનય–વિવેક નમ્રતા આદિ ગુણો પણ તેમનામાં સહજ સ્ફુરી નિકળ્યા.

શા. કોરશીભાઇએ મુંબાઇમાં એજ ચોખાના વેપારની લાઇનમાં જુદે જુદે સ્થળે નોકરીઓ કરી અનેક અનુભવો સાથે વેપારનું પણ અસાધારણ જ્ઞાન મેળવ્યું. તે પછી શા. નાગશીભાઇ લાધાની કૃપાથી વેપારી લાઇનમાં તેઓને આગળ વધવાનો સારા પ્રસંગ પ્રાપ્ત થયો. તેમનામાં કાર્યદક્ષતા આવી હતી. તેમનામાં મૂળથી સાહસિકતાનો ગુણ હતો, અને તે એની સાથે પ્રમાણિકપણાનો ઉત્તમ ગુણ ભળી ગયો હતો. એટલે જ્યાં પોતે રહ્યા, ત્યાં તેમણે એકનિષ્ઠાથી અને પ્રમાણિકપણે પોતાના શેઠની ઘણી સારી નોકરી બજાવી. શેઠ નાગશી-ભાઇને ત્યાં જ્યારે તેઓ હતા, ત્યારે તેમનું ડહાપણ, આવડત, કાર્યદક્ષતા, પ્રમાણિકતા જોઇ બીજા શ્રીમાનો પોતાને ત્યાં નોકરીમાં જોડાવા લલચાવતા હતા, પણ જેમની કૃપાથી પોતાના ભાગ્યનો ઉદય થયો હતો, તે શેઠની પરવાનગી શિવાય તેમને તજી દેવા એ અઘટિત છે, એમ પોતે માનતા હોવાથી તે શેઠની નોકરીને લાંબો વખત વળગી રહ્યા હતા. લક્ષ્મીના લાભ કરતાં પોતાની પ્રમાણિકતા અને પ્રતિષ્ઠાનો લાભજ તે પ્રથમ વિચારતા.

કોરશીભાઇનું કર્તવ્ય ક્ષેત્ર હવે અન્ય સ્થળે નિર્માયું હતું.

શેઠ ઇસ્માઇલભાઇ કાસમ કરીમાણીએ તેમને કલકત્તે મે
વાનો વિચાર જણાવ્યો. તેમણે જુના શેઠની રજા માગી :
શેઠે પણ શુભ આશીર્વાદ સાથે રજા આપી. તેમને
સ્થાન છોડતાં લાગ્યું તો ખરૂં, પણ ભાવીની પ્રેરણાથી મુંબ
છોડી કલકત્તે જવા તૈયાર થયા. તેમના મુરબ્બીઓ ‹
સ્નેહી મિત્રોની યોગ્ય સલાહ સાથે તે કલકત્તે આવ્યા :
થોડો વખત કલકત્તે રહી રંગુન ગયા.

રંગુનમાં આ વખતે શેઠ માધવજી દ્વારકાદાસ અને
વીસરામ ઇબ્રાહીમની મળી ફક્ત બે ચોખાના વેપારી ‹
એજંટોની કંપનીઓ હતી. આ કંપનીઓ જંગબાર, મોમ્બ
(પૂર્વ આફ્રિકા) તથા મુંબાઈ માલ મોકલતી હતી. કોર
ભાઇએ પોતાના નવા શેઠને સારૂ પરદેશ માલ મોકલવ
શરૂઆત કરી તેથી એ લાઇનનો પણ સારો અનુભવ તે
મળવા લાગ્યો. વેપારમાં જ્યાં ત્યાં અંગ્રેજી ભાષાનો ઉપ
થતો, અને પોતાને અંગ્રેજી ભાષાનું જ્ઞાન નહિ હોવાથી
નમાં તે મુંઝાવા લાગ્યા, પછી તેમણે અંગ્રેજી ભાષા શી
વાની શરૂઆત કરી, અને દરરોજ પ્રાતઃકાળમાં ચાર વ
ઉઠીને તેનો અભ્યાસ કરવા માંડયો, અને થોડા વખત
વેપારમાં તથા વાતચિતમાં ઉપયોગી થઇ પડે તેવું જ્ઞાન
મણે મેળવ્યું, જે અત્યારે પણ તેમના વેપારમાં તથા જીવ
વિકાસમાં ઘણું ઉપયોગી થઇ પડે છે.

તેમની પ્રમાણિકતાથી અને કાર્યદક્ષતાથી રંગુનના વે
રીઓમાં પણ તેમણે સારી પ્રતિષ્ઠા મેળવી. તેમનાપર પૂ
કૃપા રાખનાર શેઠશ્રી ઇસ્માઇલભાઇ સંવત ૧૯૬૨ :
સ્વર્ગવાસ પામ્યા; એટલે કોરશીભાઇ તે પેઢીમાંથી નીક
શેઠ કરીમભાઇ લાલજી સાજન સાથે ભાગીદાર તરીકે જોડા
અને લગભગ સાતેક વર્ષ વેપારનું કાર્ય આગળ ચલાવ્
તેમને અહીં વેપારનો અને મનુષ્ય સ્વભાવનો સારો અનુભ

મળ્યો. તે પછી છુટા થઇ પ્રભુના અને સ્વબળના ભરોસે સ્વતંત્ર કાર્ય કરવા માંડયું. તેમાં શ્રીદેવીની સારી કૃપા તેમનાપર ઉતરી છે. અને કેટલાંક વર્ષોથી બ્રહ્મદેશમાં પ્રસિદ્ધ સ્ટીલ બ્રધર્સની કંપની સાથે ચોખાના પ્રસિદ્ધ દલાલ તરીકે સારી રીતે કાર્ય કરી રહ્યા છે. અને તે કંપનીના ઘણા અધિકારીઓએ તેમની પ્રમાણિકતા, કાર્યદક્ષતા, વેપારી અનુભવ અને અંગત સૌજન્યતા વાસ્તે ઉત્તમ પ્રમાણપત્રો આપ્યાં છે.

શ્રી કોરશીભાઈના સાંસારિક જીવનની થોડીક નોંધ આ સ્થળે રજુ કર્યા સિવાય આ ચરિત્ર અપૂર્ણ ગણાય. કોરસી ભાઇનું લગ્ન તેમની ૨૦ વર્ષની વયે થયું હતું. તેમનાં પત્ની રતન બ્હેન ઘણાં સુશીળ, દયાળુ અને ધર્મિષ્ઠ હતા. દંપતીનું જીવનનાવ આનંદ પૂર્વક અને પરસ્પર અનુકુળતાથી સુંદર રીતે ચાલતું હતુ. પણ સંવત ૧૯૮૩માં રતનબ્હેન થોડા દિવસની માંદગી ભોગવી સ્વર્ગવાસ પામ્યા. કોરશીભાઇ ધર્મ પ્રેમી અને ધર્મશાળી હોઇ ઉતરાવસ્થામાં પ્રાપ્ત થયેલ આ પ્રસંગ બહુ શાંતિથી પસાર કરી રહ્યા છે. તેમણે પોતાની સદ્‌ગત સુશીળ ધર્મપત્ની બ્હેન રતનબાઈના સ્મરણાર્થે પોતાના વતન કચ્છ આસંબીઆમાં જૈન પાઠશાળા અને ઇંગ્લીશ સ્કુલ ખોલી તેને દશ હજાર રૂપીઆ અર્પણ કર્યા છે. વળી તેજ ગામમાં સોનાપુર તથા **પ્રભ** નામનો એક હોલ પણ બંધાવ્યો છે, અને તેમના સ્મરણાર્થે અનેકપુસ્તકો પ્રસિદ્ધ કરાવી જીજ્ઞાસુઓને ભેટ આપે છે.

કોરશીભાઇને એક પુત્ર અને એક પુત્રી છે. પુત્રનું નામ ચિ. રવજીભાઈ છે અને પુત્રીનું નામ ચિ. પાનબાઈ છે. રવજીભાઈનું વય ૩૩ વર્ષનું છે, અને તેમનામાં જૈન ધર્મ પ્રત્યે ઉંડી શ્રદ્ધા છે, અને પિતાને પગલે ચાલી તેમણે વેપારમાં સારી કુશળતા મેળવી છે.

ચિ. પાનબાઈનું બાલ્યાવસ્થાથી વિદ્યા તરફ વિશેષ લક્ષ છે અને સ્મરણ શક્તિ ઘણી તીવ્ર છે. તે સુશિક્ષિત છે, અને તેની સાથે તેમનામાં પ્રબળ વૈરાગ્ય અને ધર્મના ઉંડા સંસ્કાર છે. ભાઇ રવજીભાઇને એક પુત્ર અને ચાર પુત્રીઓ છે

ચાલુ વર્ષમાં મે માસની ૬ઠી થી ઓગષ્ટની ૬ઠી સુધી ત્રણ માસ મને રંગુનમાં તેમને ત્યાં તેમની સાથે રહેવાનો શુભ પ્રસંગ પ્રાપ્ત થયો હતો. તે પ્રસંગે જ્ઞાન ચર્ચા કરવાના અનેક પ્રસંગો ઉપસ્થિત થયા હતા. તેમની સાદાઇ, તેમની નિરભિમાનતા, તેમનું સંયમી અને પવિત્ર જીવન અને તેમની પરોપકાર વૃત્તિ તેમના દરેક કામમાં દૃષ્ટિગોચર થતાં હતાં.

કોરશીભાઈના દાનની પ્રણાલિકા મોટે ભાગે ગુપ્ત હોય છે. જમણો હાથ જે કરે તે ડાબો હાથ પણ ન જાણે તેવી રીતે અનેક દુઃખી જનોને તે મદદ આપે છે.

તેમના કચ્છ દેશના લોકોમાં ધર્મ અને નીતિની ભાવના વિશેષ ફેલાય, તેમનામાં ભ્રાતૃભાવ અને સંપ વધે, તેઓ વધારે ઉદાર વિચારના અને પરમતસહિષ્ણુ થાય અને આ રીતે જ્ઞાન અને ચારિત્ર દ્વારા તે દેશની આબાદી થાય એ ભાવના એમના હૃદયમાં પ્રબળપણે વર્તી રહી છે. કોઇ પણ રીતે જગતમાં જ્ઞાનનો પ્રચાર થાય, અને લોકોનું અજ્ઞાન નાશ પામે એવી ભાવના સિદ્ધ કરવાની કલ્પનાઓ અને યોજનાઓ તે કરી રહ્યા છે.

તેમની હૃદયસ્થ ઉદાત્ત ભાવનાઓ સફળ કરવાને તે દીર્ઘાયુષી બનો અને તેમનું જીવન પરોપકારમાં વિશેષ રીતે ઉપયોગી થાઓ, એ હૃદયની ભાવના સાથે આ તેમના જીવનની ટુંક નોંધ પૂર્ણ કરૂં છું.

રતનપોળ, અમદાવાદ.<br>
કાર્તક સુદ ૧, સંવત ૧૯૮૬

મ. ન. દોશી.

# જ્ઞાન પ્રભાવ

જ્ઞાન, પવિત્રજ્ઞાન, ઉચ્ચ ધાર્મિકજ્ઞાન, મોક્ષ પર્યન્ત લઇ જનાર સદ્ જ્ઞાન ! તારો પ્રભાવ તારા લાભ, તારૂં માહાત્મ્ય, તારી કીર્તિ શબ્દોમાં વર્ણવવી કઠણ છે. લેખકની મર્યાદિત શકિત તારા અમર્યાદિત ગુણોનું શી રીતે વર્ણન કરી શકે ? તો પણ શુભકાર્યમાં યથાશકિત પ્રવૃત્તિ કરવી એ મહાન્ પુરૂષના વાકયને અનુસરીને આ આ દિશામાં પ્રયાસ આદર્યો છે.

પાશ્ચાત્ય તેમજ પૂર્વના વિદ્વાન્ ગ્રન્થકારોએ, મહાન્ પુરૂષોએ–ઋષિ મુનિઓએ જ્ઞાનને જે ઉચ્ચ પદ આપ્યું છે, તે વસ્તુત: યોગ્યજ છે. જે વડે તેઓ જ્ઞાની થયા

તેની પ્રશંસા તેમના હૃદયમાંથી સ્ફૂરે એ સ્વાભાવિક છે. જ્ઞાન એ આત્માનો સ્વાભાવિક ગુણ છે. પણ કર્મના આવરણથી તેની સ્વાભાવિક જ્યોતિ ઢંકાઇ ગઈ છે; તે જો વિખરાઇ જાય તો આત્માનું નિર્મળ તેજ પોતાની મેળે પ્રકાશી નીકળે.

સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્ દર્શન, અને સમ્યક્ ચારિત્ર આ ત્રણને મોક્ષ માર્ગનાં પરમ સાધનો ગણવામાં આવ્યાં છે. તેમાં પ્રથમ પદ જ્ઞાનને આપવામાં આવ્યું છે તે વાસ્તવિક છે. જ્યારે મનુષ્યને કોઇ પણ બાબતનું યથાર્થ જ્ઞાન થાય છે ત્યારેજ તેનું દર્શન થાય છે, અર્થાત્ તેના પર શ્રદ્ધા બેસે છે, અને જ્યાં વસ્તુ આમજ છે, એવો ચોકસ નિર્ણય થયો, એવી પ્રતીતિ થઇ, એટલે તે જ્ઞાન પ્રમાણે મનુષ્ય વર્ત્યા વિના રહેતો નથી. સર્પ ડસે છે, એની મનુષ્યને પ્રતીતિ છે. તેથી સર્પને દેખી તે દૂર ભાગે છે. ઝેર મૃત્યુનું કારણ બને છે, એ બાબતમાં મનુષ્યને પૂર્ણ શ્રદ્ધા છે, તેથી તે ઝેર ખાતો નથી. માટે શુદ્ધ આચારને સારૂ—સદાચારને—સારૂ શુદ્ધ જ્ઞાનની અનિવાર્ય જરૂર છે. 'પ્રભુમય જીવન'નો લેખક જણાવે છે કે પ્રથમ વિચાર પ્રકટે છે. વિચાર દૃઢ થતાં તે પ્રમાણે કાર્ય થાય છે, અને તેનું તે કાર્ય વારંવાર કરવાથી ટેવ પડે છે. અને લાંબા વખત સુધી તે ટેવ કાયમ રહેવાથી તે ટેવ આપણા સ્વભાવ રૂપ બની જાય છે.

માટે જો આપણે આપણા સ્વભાવને બદલવા

અથવા સુધારવા માગતા હોઇએ તો પ્રથમ આપણે આપણા વિચારોને શુદ્ધ કરવા જોઇએ. માટે બધી પ્રવૃત્તિઓનું મૂળ જ્ઞાન અને વિચાર છે. જૈનશાસ્ત્રો કહે છે કે **प्रथमं ज्ञानं ततो दया** પ્રથમ જ્ઞાન અને પછી અહિંસા; આમ કહેવાનું કારણ સહજ સમજાય તેમ છે. જે મનુષ્યને સમ્યગ્ જ્ઞાન નથી, જે મનુષ્યને યથાર્થ વિચાર કરવાની શકિત નથી, તે દયા કરવા જતાં પણ નિર્દયતાનું કામ કરી બેસે, માટે જ્ઞાનને પ્રથમ પદ આપવું આવશ્યક છે.

અજ્ઞાની મનુષ્યો અંધ સમાન છે, પણ જ્ઞાન આપણી વિવેક દૃષ્ટિ ખોલીને આપણને તે દ્વારા સત્યાસત્ય, ધર્માધર્મ, પાપપુણ્ય, નીતિ અનીતિનું ભાન કરાવે છે. જગતમાં ત્યજવા લાયક–હેય વસ્તુઓ કઇ છે અને ગ્રહણ કરવા લાયક–આદેય વસ્તુઓ કઈ છે, તે જણાવનાર પણ જ્ઞાન છે. મારા જન્મનું શું પ્રયોજન છે? મારા જન્મનું સાર્થક શેમાં રહેલું છે? મારો જગતના બીજા મનુષ્યો સાથે શો સંબંધ છે? મારે કેવી રીતે જીવન ગાળવું? મારો આ વિશ્વ અને વિશ્વજીવન સાથે શો સંબંધ છે? આ અને આવા મનમાં ઉઠતા અનેક પ્રશ્નોનો ખુલાસો આપનાર જ્ઞાન છે. જ્ઞાનને સૂર્ય સાથે સરખાવવામાં આવે છે. પણ જ્ઞાન તો સૂર્ય કરતાં પણ ચઢી જાય છે. સૂર્ય તો દિવસના સમયમાં આપણને બાહ્ય પદાર્થો જણાવી શકે છે. ત્યારે જ્ઞાન તો રાત્રે તેમજ દિવસે હર સમયે આપણાં

જ્ઞાન ચક્ષુ જાગ્રત કરી આપણને વસ્તુ માત્રનું ભાન કરાવે છે.

જ્ઞાન તે અપૂર્વ શક્તિ છે. વિદ્વાનો-જ્ઞાનીઓ પોતાના વિદ્યા બળે શું કરી ગયા છે, અને હાલમાં શું કરી રહ્યા છે, તે તરફ દષ્ટિ ફેરવનારને જ્ઞાનની અપૂર્વ શક્તિ જણાયા વગર રહેશેજ નહિ. આત્મિક જ્ઞાનની બાબત આ પુસ્તકમાં આપણે આગળ જતાં વિચારીશું, પણ હાલ આપણે બાહ્ય જગત તરફ દૃષ્ટિ ફેરવીએ તો જણાશે કે હાલના વિજ્ઞાન શાસ્ત્રીઓ જે શોધ ખોળ કરી રહ્યા છે, તે સામાન્ય મનુષ્યને પ્રથમ દર્શને ચમત્કાર રૂપજ લાગે છે. વરાળ અને વીજળીની શક્તિથી જે કામ જગતમાં ચાલી રહ્યું છે, તેનો વિચાર કરતાં આપણને આશ્ચર્ય ઉપજે છે. હવે તો તારનાં દોરડાં વગર પણ ઇથર દ્વારા સંદેશા મોકલવામાં આવે છે. હવાઇ વિમાનો-એરોપ્લેનો હવે ઉડતાં નજરે પડે છે. એરોપ્લેન મારફતે ઇંગ્લાંડથી હિંદ ટપાલ લઈ જવા લાવવામાં આવે છે. મનુષ્ય પોતાના જ્ઞાનથી કુદરત ઉપર જય મેળવતો જાય છે. એટલે તેટલા પ્રમાણમાં તેનામાં વિશેષ શક્તિ પ્રકટ થતી જાય છે. અજ્ઞાન એ અંધકાર અને અશક્તિ રૂપ છે. ત્યારે જ્ઞાન એ પ્રકાશ અને શક્તિરૂપ છે.

જો જગતના સ્થુલ પદાર્થના નિયમોનું જ્ઞાન મનુષ્યને કુદરત ઉપર આટલી બધી સત્તા અને શક્તિ આપે છે, તો પછી ધાર્મિક જ્ઞાન, આત્મિકજ્ઞાન મનુ-

ષ્યને કેટલી બધી શક્તિ આપે તે લખવા કરતાં વિચા-
રકને વિચારવા માટે સોંપું છું.

જ્ઞાન એ આત્માનો સ્વાભાવિક ગુણ છે. અંધારી
ઓરડીમાં જતાં મનુષ્ય અનેક વસ્તુઓ સાથે અથડાય
છે. કેટલીક વસ્તુઓ તેના પગમાં વાગે છે, અને કેટ-
લીક વસ્તુઓને તે ઢોળી ફોડી નાખે છે. તેજ ઓર-
ડીમાં દીપક આવ્યો, એટલે બધી વસ્તુઓનું સ્થાન
તથા સ્થિતિ સમજાય છે. આ જગતના અજ્ઞાન અંધા-
કારમાં મનુષ્ય પોતાનું કર્તવ્ય યથાર્થ બજાવે તે માટે
જ્ઞાન દીપકની ખાસ જરૂર છે.

વિદ્યારૂપી ધનને ચોર ચોરી શકતા નથી. આ
ધનમાં ભાઇઓ ભાગ પડાવી શકતા નથી. આ ધનથી
શરીરમાં ભાર વધતો નથી. આ ધન આપવાથી વધે
છે, પણ ઘટતું નથી. આ ધન આખી જીંદગી સુધી
ચાલે છે અને તે નિરંતર આપણી સાથે રહે છે. એને
રાખવાને બ્હારની ત્રીજોરી કે પેટી પટારા જોઈતાં
નથી. એ ધન પરદેશમાં એક સાચા મિત્રની ગરજ
સારે છે. કવિ ભર્તૃહરિ લખે છે કે—:

केयूरा न विभूषयन्ति पुरुषं हारा न चंद्रोज्ज्वलाः ।
न स्नानं न विलेपनं न कुसुमं नालंकृता मूर्धजाः ॥
वाण्येका समलंकरोति पुरुषं या संस्कृता धार्यते ।
क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥

મનુષ્યને બાજુ બંધ, ચંદ્ર જેવા ઉજવળ હાર,

સ્નાન, વિલેપન, પુષ્પો, અલંકારેલા વાળ, વગેરે અનેક બાહ્ય સાધનો શોભાવતાં નથી, પણ સંસ્કાર પામેલી વાણીજ શોભા આપે છે. બીજાં આભૂષણો ક્ષય પામે છે, પણ વાણી રૂપી આભૂષણ તો નિત્ય અને સ્થાયી છે.

જ્ઞાનનું માહાત્મ્ય એટલું બધું છે કે હાલના સુધરેલા જમાનામાં પણ નિર્ધન પરન્તુ જ્ઞાની પુરૂષને પગે લાગતાં શ્રીમન્તો પણ આંચકો ખાતા નથી. જ્ઞાનદ્વારા મનુષ્ય પોતાનામાં દોષ ક્યાં રહેલા છે, પોતાનામાં ક્યા અવગુણો છે તે યથાર્થ સમજી શકે છે. ભલે તે અવગુણોનો ત્યાગ કરવા પ્રયત્ન ન કરે, ભલે તે દોષમય જીવન ગાળે, પણ જ્યારે તે દોષમય અથવા અવગુણ ભરેલા જીવનના પરિણામરૂપે દુઃખ અનુભવશે, તે સમયે તેનું જ્ઞાન, જે તેને ખોટે માર્ગે જતાં અટકાવવા અંતઃકરણરૂપે ઉપદેશ દેતું હતું, તે વ્યક્ત થશે; અને તે મનુષ્ય સહજમાં સુધરી જશે. માટે જ્ઞાન પ્રમાણે કદાચ પ્રવૃત્તિ ન થાય તોપણ જ્ઞાનની તો બળીહારી જ છે.

જ્ઞાન વડે મનુષ્ય પોતાના કર્મનો ક્ષય કરી શકે છે. મનુષ્યને જ્ઞાન થતાં પોતાના દોષ જણાય છે. પોતે કરેલી ભૂલો તેને યાદ આવે છે તથા પશ્ચાત્તાપ થાય છે; અને તેથી કરીને આ ભવમાં જે જે અશુભ કાર્યો કર્યાં હોય અને તેથી સામા મનુષ્યને જે કાંઇ પણ નુકશાન થયું હોય તેનો યોગ્ય બદલો આપવા પ્રયત્ન કરે છે; તેમજ જે જે અશુદ્ધ વિચારો કર્યા

હોય તેને બદલે તેના વિરૂદ્ધ સારા વિચારોથી મનને ભરે છે અને મનને પવિત્ર અને નિર્મળ બનાવે છે. જો કે પૂર્વ કર્મના ઉદયથી કેટલીકવાર સંકટ સહન કરવાં પડે, તો પણ તે સંકટના કારણભૂત પોતાનીજ પ્રવૃત્તિજ હતી, એમ યથાર્થ સમજતો હોવાથી સહન-શીળતાથી તે ખમે છે અને આપત્તિરૂપ સદ્ગુરૂ જે બોધ આપે છે તે ખુશીથી સ્વીકારે છે. આ સંકટ આપનાર જો કોઇ બીજો હોય તો પણ તેનાપર તે ગુસ્સે ભરાતો નથી. કારણ કે બીજા તો નિમિત્ત માત્ર છે; પણ પોતાના સુખ દુઃખનું ખરૂં કારણ પોતેજ છે. આ પ્રમાણે જૂનાં કર્મોને ધૈર્યથી ભોગવી તેમનો ક્ષય કરે છે, અને પોતાને મળેલા જ્ઞાનથી એવી પ્રવૃત્તિ કરે છે કે નવાં કર્મ ઉપાર્જન ન થાય. આ પ્રમાણે નવાં કર્મનો પ્રવાહ અટકાવે છે, અને જૂના-નો ક્ષય કરે છે; અને અંતમાં મોક્ષ દશા પ્રાપ્ત કરી શકે છે; કહ્યું છે કે **ज्ञानाग्निर्भस्मसात्कुरुते कर्माणि** મનુષ્ય જ્ઞાન રૂપી અગ્નિ વડે ગમે તેવાં કર્મોને ક્ષણ વારમાં ભસ્મીભૂત કરી શકે છે.

કેટલાક લોકો એમ જણાવે છે કે “ જ્ઞાનમાં કાંઇ ધન નથી અને જ્ઞાનીઓ ઘણા ભુખે મરતા માલુમ પડે છે ” આમ કહેવું એ વસ્તુસ્થિતિનું અજ્ઞાન છે. કારણ કે ધન એ સુખ મેળવવાનું એક સાધન છે, પણ તેની પ્રાપ્તિમાંજ જીવતરનું સાર્થક નથી. ધનનો **કેવી રીતે** તે વ્યય કરે છે તે બાબતપર સુખનો

આધાર છે. મનુષ્ય પાસે પુષ્કળ ધન હોય, પણ જો તે વધારે તૃષ્ણા રાખતો હોય તો તે તૃષ્ણાને લીધે તેનું મન ચિન્તાતુર થાય છે; અને જ્યાં ચિન્તા હોય ત્યાં સુખ ક્યાંથી સંભવે? વળી ધન એ સ્થાયી પદાર્થ નથી; તેમાં અનેક સંકટ રહેલાં છે, જે વિદ્યાને લાગુ પડતાં નથી.

**हर्तुर्याति न गोचरं किमपि शं पुष्णाति यत्सर्वदा।**
**ह्यर्थिभ्यः प्रतिपाद्यमानमनिशं प्राप्नोति वृद्धिं पराम्॥**
**कल्पान्तेष्वपि न प्रयाति निधनं विद्याख्यमन्तर्धनम्।**
**येषां तान्प्रति मानमुज्झत नृपाः कस्तैः सह स्पर्धते॥३॥**

જે વિદ્યારૂપી ધન છે તે ચોરોના હસ્તમાં આવતું નથી, જે કલ્યાણનું પોષક છે, જે વિદ્યાર્થીઓને આપવામાં આવતા છતાં વૃદ્ધિ પામે છે, અને કલ્પના અન્તે પણ જેનો નાશ નથી, તેવા જ્ઞાનવાળા મનુષ્યો આગળ હે રાજાઓ! તમારૂં માન મૂકીદો–કારણ કે જ્ઞાનીઓની સાથે કોણ સ્પર્ધા કરી શકે? કહ્યું છે કે—
જ્ઞાન સમું કોઈ ધન નહિ, સમતા સમ નહિ સુખ;
જીવિત સમી આશા નહિ, લોભ સમું નહિ દુઃખ.

સુખ તે મનપર રહેલું છે, અને તેથી વિદ્યાથી સંસ્કાર પામેલું મન જે સુખ પ્રાપ્ત કરી શકે છે તે કેવળ ધનથી પ્રાપ્ત થાય નહિ. વિદ્યાને ધન પ્રાપ્ત કરવાની શકિતના ધોરણથી માપવામાં આપણે મ્હોટી ભૂલ કરીએ છીએ; કારણ કે જ્ઞાનમાં, નવું તત્ત્વ શોધી

કાઢવામાં, કુદરતનું છુપું રહસ્ય દૃષ્ટિએ પડતાં, તેમજ પોતાનું જીવન ઉન્નત થાય તેવી વિચારશ્રેણી જડતાં જ્ઞાનીઓને જે આનંદ, સંતોષ, ઉચ્ચ ભાવના અને મનઃશુદ્ધિ થાય છે તેની સાથે કેવળ ધનથી ઉપજતું સુખ સરખાવી શકાય તેમ નથી. આ સંબંધમાં કવિ શેકસપીઅર લખે છે કેઃ—

Labour to learn before you grow old,
Because learning is more precious than
silver or gold,
Silver and gold would vanish away,
But acquired knowledge will not decay.

તમે વૃદ્ધ થાઓ તે પ્હેલાં જ્ઞાન મેળવવાને શ્રમ લો. કારણ કે રૂપા તથા સોના કરતાં પણ વિદ્યા વધારે કીમતી છે. રૂપું તથા સુવર્ણ નાશ પામશે, પણ મેળવેલું જ્ઞાન સર્વથા રહેશે; માટે જ્ઞાનને ધનના ધોરણથી ન માપતાં તેનામાં રહેલા અપૂર્વ લાભ તરફ દૃષ્ટિ કરો.

જ્ઞાન એ મિત્રતાની ગરજ સારે છે. મનુષ્યને જ્યારે કોઈ બાબતમાં સમજણ ન પડતી હોય ત્યારે તે મિત્રની સલાહ લે છે, પણ જે જ્ઞાનીઓ છે તેઓને બ્હારના મિત્રની જરૂર પડતી નથી. તેમનું જ્ઞાન સૂર્યની માફક તેમની બુદ્ધિને સતેજીત કરે છે, અને તેમના પ્રશ્નનો ઉત્તર આપી તેમની શંકાનું સમાધાન કરે છે. જ્ઞાનરૂપી સન્મિત્ર તેમને પાપ કર્મથી

નિવારે છે, હિતકારી કાર્યમાં પ્રેરણા કરે છે, ગુહ્ય વાત ગુપ્ત રાખે છે, ગુણોને પ્રકટ કરે છે, આપત્તિ કાળે ત્યાગ કરતો નથી અને યોગ્ય સમયે મદદ આપે છે.

આ સંબંધમાં એટલું જણાવવું આવશ્યક છે કે જ્ઞાનની એવી એક સ્થિતિ કે જેમાં મદ અથવા માનને વાસ્તે પ્રસંગો હોય છે, તે સ્થિતિ અર્ધદગ્ધની છે. જે અજ્ઞાની છે, તેને મદ કરવાનું કારણ નથી, કારણ કે તે શાનો મદ કરે? તેમજ જે સંપૂર્ણ જ્ઞાની છે. તેને પણ મદનો અવકાશ નથી; કારણ કે તે મનુષ્ય તો જ્ઞાનને આત્માના ગુણરૂપ જાણે છે અને અનુભવે છે. પણ સંપૂર્ણ જ્ઞાનની સ્થિતિ પ્રાપ્ત થાય તે પહેલાં એવી એક સ્થિતિ આવે છે કે જે સમયે મનુષ્ય પોતાના અલ્પ જ્ઞાનને સંપૂર્ણ જ્ઞાનરૂપ માનવા દોરાય છે, અને બીજાને પોતાથી હલકા માની તેમની અવગણના કરે છે. તે સમયે બીજાનો ઉપદેશ તે ગ્રહણ કરી શકતો નથી અને મદોન્મત્તપણે વર્તે છે. પોતાને શંકા પડે તો તેનું સમાધાન મેળવવા અન્યજન આગળ તે શંકા કહી શકતો નથી; કારણ કે શંકા જણાવે તો તેના માની લીધેલા સર્વજ્ઞપણમાં દૂષણ આવે. આ સંબંધમાં પ્રખ્યાત ગ્રન્થકાર શેક્સ્પીઅર લખે છે કે:—

Little learning is a dangerous thing,<br>
Drink deep or taste not the Piarian spring

Thus shallow draughts intoxicate the brain,
But drinking deeply sobers us again.

"અલ્પજ્ઞતા તે ભયંકર વસ્તુ છે. જ્ઞાનરૂપી ઝરાનું પાણી વધારે પીઓ અથવા તે જળનો સ્વાદ પણ કરતા નહિ; કારણ કે તે ઝરાનું થોડું જળ મનુષ્યના મગજને ભ્રમિત કરે છે, પણ વધારે જળ પાછું મગજને ઠેકાણે લાવે છે." તેજ વાતને અનુમોદન આપી સમર્થન કરતો શ્રી ભર્તૃહરિ પણ જણાવે છે કે:—

यदा किंचिज्ज्ञोऽहं द्विप इव मदान्धः समभवम् ।
तदा सर्वज्ञोऽस्मीत्यभवदवलिप्तं मम मनः ॥
यदा किंचिद् किंचिद् बुधजनसकाशादवगतं ।
तदा मूर्खोऽस्तीति ज्वर इव मदो मे व्यपगतः ॥४॥

"જ્યારે હું કાંઇક જાણતો થયો ત્યારે હાથીની માફક મદાન્ધ થયો; ત્યારે હું સર્વજ્ઞ છું એમ મારા મનમાં મદ થયો. જ્યારે વિદ્વાનો પાસેથી કાંઈક વધારે જાણતો થયો, ત્યારે હું મૂર્ખ છું એમ મને જણાયું અને જ્વર (તાવ)ની માફક મારો દર્પ જતો રહ્યો." માટે જ્ઞાનની પૂર્ણાવસ્થા પમાય, તે પ્હેલાં આ દશામાં ન પડાય તે સારૂ સર્વજ્ઞાનાકાંક્ષીઓએ જ્ઞાનની સાથે નમ્રતા પણ રાખવી જોઇએ. રાજકવિ ટેનસન પણ તેજ સિદ્ધાન્તની સત્યતાને પૂરવાર કરતો લખે છે કે:—

Let knowledge grow from more to more
But more of reverence in us dwell.

" ભલે જ્ઞાન વધારે ને વધારે આપણે મેળવીએ પણ તેની સાથે આપણા હૃદયમાં નમ્રતા—પૂજ્યભાવ પણ વધવો જોઈએ. " ટેનિસનની આ ઉક્તિ દરેક જ્ઞાનાભિલાષીએ હૃદયમાં કોતરી રાખવાની જરૂર છે. કારણ કે દરેક પ્રકારના મદનો સંહાર કરનાર જ્ઞાન છે, પણ જે સમયે જ્ઞાનનો મદ થયો, તે સમયે તેનું ઔષધ ક્યાંથી લાવવું તે વિચારવા જેવો પ્રશ્ન છે. સદ્‌ગુરૂની કૃપા શિવાય તે મદ ઉતરેજ નહિ. ગૌતમ આદિ અગીઆર વિદ્વાનો શ્રી વીર પ્રભુના ગણધરો થયા તે પહેલાં તેમનામાં આજ પ્રકારના જ્ઞાનના મદનું વિષ રૂવે રૂવે વ્યાપી ગયું હતું. પરમકૃપાળુ શ્રી **વીર**પ્રભુનો તેમના પુણ્યોદયથી સમાગમ ન થયો હોત તો, નિશ્ચિત તેઓ પોતાના માની લીધેલા સર્વજ્ઞપણાના ઘેનમાં વિનાશ પામત. માટે જેમ જેમ જ્ઞાન વધે, તેમ તેમ નમ્રતા વધારે રાખવી. **विद्या विनयेन शोभते** વિદ્યા વિનયથી શોભે છે. જ્ઞાન મેળવવાની ઇચ્છા રાખનારે શિષ્યવૃત્તિ રાખવી, બાળક પાસેથી પણ સદ્‌બોધ ગ્રહણ કરતાં જરાપણ શરમાવું નહિ; અને સર્વથા લઘુતા રાખવી. કહ્યું છે કે:—

લઘુતાસે પ્રભુતા મિલે, પ્રભુતાસે પ્રભુ દૂર;<br>
કીડી જો મીસરી ચુગે, ગજ શીર ડારે ધુલ.

પૂજ્ય પુરૂષો પ્રતિ ભક્તિ રાખવાથી, અને તેમના ગુણોની મહત્તાનો વિચાર કરવાથી અભિમાનવૃત્તિ નાશ પામે છે. તમારાથી ઉચ્ચ પુરૂષો તરફ નજર

કરો, એટલે તમારી ખરી સ્થિતિનું તમને ભાન આવશે અને તમારામાં જે જ્ઞાન અથવા ગુણ નહિ હોય તે મેળવવાનો પ્રયાસ કરવાની તમારી રૂચિ થશે.

જ્ઞાન મેળવવાનાં સાધનો ક્યાં? દરેક મનુષ્ય, દરેક પદાર્થ, દરેક પ્રસંગ, જો આપણે લાભ લેવા ઇચ્છા રાખીએ તો, આપણને કોઈપણ પ્રકારનો બોધ આપી આપણા જ્ઞાનમાં વૃદ્ધિ કરે છે. પણ આ સ્થળે જ્ઞાન મેળવવાનાં સાધનોમાં પુસ્તકો, સત્સમાગમ, ગુરૂ, દેશાટન અને જીવનના જૂદા જૂદા પ્રસંગોને મુખ્ય ગણી તેપર વિવેચન કરીશું.

પુસ્તકો તે મહાન્ પુરૂષોના સ્થાયીરૂપે થએલા વિચારો છે. કાળક્રમમાં સર્વ વિનાશ પામે છે. તે નિયમાનુસાર મોટા મોટા ગ્રન્થકારો મરણને શરણ થયા; પણ તેમણે બોધેલો ઉપદેશ તથા જ્ઞાન તેમના રચેલા ગ્રન્થોમાં સમાયેલાં છે. પૂર્વના મહાન્ પુરૂષો પુસ્તકોરૂપી અમૂલ્ય વારસો આપી ગયા છે, જે વારસાનો સદુપયોગ કરવો એ આપણી ઉત્તમોત્તમ અને પવિત્ર ફરજ છે. તે વારસા વિષે એક ગ્રન્થકાર લખે છે કે– " These are the masters, who instruct us without rods or ferules, without hard words and anger, without clothes or money. If you approach them, they are not asleep, if investigating you interrogate them, they never grumble, if you are ignorant, they cannot laugh at you. "

" ગ્રન્થો એ મોટામાં મોટા શિક્ષકો છે. તેઓ સોટી અથવા ચાબકો માર્યા શિવાય, ક્રોધ અથવા સખ્ત શબ્દનો ઉપયોગ કર્યા શિવાય, પૈસા અથવા વસ્ત્ર લીધા શિવાય, આપણને ઉપદેશ આપે છે. જો તમે કદાપિ તેમની પાસે જાઓ તો તેઓ, અન્ય શિક્ષકો માફક, ઉંઘતા માલુમ નહિ પડે. જો તમે શોધ કરતાં તેમને કાંઇ પૂછો તો તેઓ તમારાથી કાંઇપણ બાબત છાની રાખશે નહિ. જો તમે ભુલ કરો તો તેઓ કદાપિ બબડશે નહિ. જો તમે જ્ઞાન રહિત હશો તોપણ તેઓ તમને હસી કાઢશે નહિ. "

સિસેરો નામનો ઇટાલીનો વિદ્વાન્ જણાવે છે કે, "A room without books is a body without a soul." પુસ્તક વગરનો ઓરડો તે આત્મા વગરના શરીર જેવો છે." માટે તેના વિચાર પ્રમાણે દરેક સ્થળે પુસ્તક મળવાં જોઇએ. વળી એક અન્ય ગ્રન્થ-કાર લખે છે કે "દેશને સારૂ મરનાર શૂરવીરોના રૂધિર કરતાં વિદ્વાનોએ પુસ્તકો લખવામાં વાપરેલી રૂશનાઇ વધારે કીમતી છે." કારણ કે દેશને સારૂ એક મનુષ્ય મરે તેનાથી દેશને જેટલો ફાયદો થાય છે, તેના કરતાં એક ખરેખરા વિદ્વાનના હસ્તથી લખાયલા પુસ્તકથી અનંત ગણો લાભ થાય છે. પુસ્તકોની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે; તોપણ એક મહાશયના વિચાર જણાવવાની જરૂર છે કે–Books make a young man old

without wrinkles or gray hairs. privileging him with the experience of age without either the infirmities or inconvenience thereof." પુસ્તકો જુવાનને કપાળની કરચોલીઓ અથવા ધોળા વાળ શિવાય અનુભવવૃદ્ધ બનાવે છે. વૃદ્ધપણાની અશકિત અથવા અગવડ શિવાય, મનુષ્યને વૃદ્ધે મેળવેલો અનુભવ આપે છે.

ટુંકમાં કહીએ તો સારા ગ્રન્થોનું પુસ્તકાલય સર્વ પ્રકારની ધન સંપત્તિ કરતાં વધારે કીમતી છે; અને જગતનો કોઇ પણ પદાર્થ સરખામણીમાં તેની સાથે ટકી શકે તેમ નથી. ત માટે કોઇપણ મનુષ્ય જે સત્યનો, સુખનો, શાસ્ત્રનો અને છેવટે ધર્મનો ચુસ્ત ભકત થવા માગતો હોય તેણે પુસ્તકોના ભકત થવું એ આવશ્યક છે.

અસલ એવો વખત હતો કે પુસ્તકો મળવાં મુશ્કેલ થઈ પડતાં. હાલમાં મુદ્રણકળાની શોધને લીધે પુસ્તકો એટલાં સસ્તાં અને જથાબંધ દરરોજ બહાર પડે છે કે તેમાંથી કયું વાંચવાને સારૂ પસંદ કરવું તે કામ હવે મુશ્કેલ લાગે છે. આવી ગુંચવણનો નીવેડો લાવતાં આર્યશાસ્ત્રકાર લખે છે કેઃ—

अनन्तपारं किल शब्दशास्त्रं ।
स्वल्पं तथायुर्बहवश्च विघ्नाः ॥
सारं ततो ग्राह्यमपास्य फल्गु ।
हंसैर्यथा क्षीरमिवाम्बुमध्यात् ॥

"શબ્દ શાસ્ત્રનો પાર આવે તેમ નથી. આયુષ્ય

સ્વલ્પ છે, અને તેમાં વિઘ્ન અનેક છે. માટે જેવી રીતે હંસ જળમાંથી ક્ષીર (દૂધ) ને ગ્રહણ કરે છે, તે પ્રમાણે નિરૂપયોગી ગ્રંથોનો ત્યાગ કરી, સારભૂત ગ્રહણ કરવા."
જે મનુષ્યો ઉત્તમ પ્રકારનું જ્ઞાન મેળવવા ઈચ્છા રાખતા હોય, તેમણે જે પુસ્તકોમાં આત્માના નિત્ય ગુણને લાભકારી બાબતોનું વર્ણન કરેલું હોય, જે પુસ્તકો પ્રાકૃત જીવનને ઉચ્ચ બનાવવાના ઉત્તમ કાર્યમાં સહાયભૂત થાય એમ લાગતું હોય, તેવા ગ્રન્થો વાંચવા. કેટલાક ગ્રંથો પ્રેય વસ્તુ તરફ દોરનારા છે અને કેટલાક શ્રેય તરફ તેમના ભકતને લેઈ જાય છે. પ્રેયના સાધકો સાંસારિક ભોગનાં સાધનો મેળવવા આગ્રહથી પ્રયત્ન કરતા જણાય છે. મનુષ્યનો મોટો ભાગ આવાં પુસ્તકો વાંચવા તરફ રૂચિ બતાવતો દેખાય છે. પણ જે શ્રેય સાધકો છે, જેઓ આધ્યાત્મિક ઉચ્ચ દશા પ્રાપ્ત કરવા ઈચ્છા રાખે છે, તેઓ તો એવાજ ગ્રંથો વાંચે છે અને મનન કરે છે, કે જેથી કરી તેમના વિચાર ઉન્નત થાય, અને આ જગતમાં પોતાનું કર્ત્તવ્ય નિઃસ્પૃહતાથી કરી શકાય. સામાન્ય જ્ઞાનનો હેતુ પણ આચાર સુધારવાનો છે ખરો, પણ તત્ત્વવિચારના ગ્રન્થો તો ઉચ્ચ ભૂમિકાએ લઈ જાય છે. તેવાં પુસ્તકો વાંચવાથી—શ્રવણ કરવાથી આપણું જ્ઞાન વૃદ્ધિ પામે છે. ચાણકયનીતિશાસ્ત્રમાં કહ્યું છે કે—

**वलीपलितकायेऽपि कर्तव्यः श्रुतसंग्रहः ।**
**न तत्र धनिनो यान्ति यत्र यान्ति बहुश्रुताः ॥ ६ ॥**

श्रुत्वा धर्मं विजानाति श्रुत्वा त्यजति दुर्मतिम् ।
श्रुत्वा ज्ञानमवाप्नोति श्रुत्वा मोक्षं च गच्छति ॥ ७ ॥
पदं पदार्द्धं पादं वा आहरेच्च सुभाषितम् ।
मूर्खोऽपि प्राज्ञतां याति नदीभिः सागरो यथा ॥८॥

"ચામડીમાં કરચોલી પડી હોય, અથવા ધોળા વાળ આવ્યા હોય, તોપણ જ્ઞાનનો સંગ્રહ કરવો. જ્યાં જ્ઞાની જાય છે ત્યાં ધનવાનને સારૂ ગતિ નથી. શ્રવણ કરવાથી ધર્મ જણાય છે, દુર્મતિનો ત્યાગ થાય છે, જ્ઞાન પમાય છે, અને મોક્ષ પણ મળી શકે છે. સારા વચનનું (સુભાષિતનું) એકપદ, અરધું પદ અથવા પદનો ચોથો ભાગ પણ ગ્રહણ કરતો રહે તો જેમ સમુદ્ર નદીઓને લીધે વિશાળ બને છે તેમ મૂર્ખ પણ જ્ઞાની બને છે.

હવે પુસ્તકો કેવી રીતે વાંચવાં કે જેથી કરીને આપણને તેના કર્ત્તાના રહસ્યનું જ્ઞાન થાય, અને તે સાથે આપણી માનસિક શક્તિઓ પણ ખીલે અને આપણે તે જ્ઞાનને આપણું પોતાનું બનાવી શકીએ.

સર્વ પુસ્તકો એક સરખાં હોતાં નથી. કેટલાંક પુસ્તકોમાં કોઈ પણ બાબતની ખબર આપેલી હોય છે. તેવાં પુસ્તકો કેવળ વાંચી જવાની જરૂર છે. પણ ધર્મગ્રન્થો છે, તે ઉપરટપકે વાંચવાથી તેમનો ભાવાર્થ બરોબર રીતે સમજાય તેમ નથી. તેવા ગ્રન્થો તો ફરી ફરી અને લક્ષપૂર્વક વાંચવા જોઈએ છે.

અભ્યાસને વાસ્તે એક પુસ્તક લેવું, તેમાંથી એક શ્લોક અથવા થોડી લીટીઓ વાંચવી, પછી પુસ્તક વેગળું મૂકી વિચારવું કે મેં શું વાંચ્યું ? તેમાં શું લખેલું હતું ? લખનારનો ભાવાર્થ શો હશે ? અમુક શબ્દ આ ઠેકાણે શા સારૂ મૂક્યો હશે ? આવો વિચાર બીજે કોઇ સ્થળે મારા વાંચવામાં આવ્યો છે કે કેમ ? અને તે વિચાર અને આ વિચાર કેટલે અંશે સમાન અને કેટલે અંશે વિરોધી છે ? અને તે બન્નેમાં સત્ય ક્યાં રહેલું છે ? આ ગ્રન્થકાર આગળ જણાવેલી બાબતો પરથી અનુમાન કેવી રીતે કાઢે છે ? તે અનુમાન બુદ્ધિગમ્ય અને સત્ય છે કે તેની અંદર દોષ છે ? આપણું હૃદય તે વાત કબુલ કરે છે કે કેમ ? આ આદિ બીજા અનેક પ્રકારે તે શ્લોક અથવા લીટીઓ વાંચતાં જેટલી મીનિટ થઈ હોય, તેટલા કલાક મનન કરવું, એવું એક વિદ્વાન્ જણાવે છે. આપણાથી તે ન બને તો, તેટલી મીનિટ સુધી પણ વિચાર કરવો. આમ વાંચવાથી તે બાબતનું યથાર્થ જ્ઞાન થશે, તેમજ તે સંબંધી કેટલીક બાબતો જે ઉતાવળથી વાંચવાથી કોઇપણ વખત તમારી દૃષ્ટિ આગળ નહિ આવેલી તે પણ ધીમેથી વાંચવાથી જણાશે, અને તેથી કરી જ્ઞાનની વૃદ્ધિ સાથે હૃદયમાં આનન્દ પણ થશે. આ માર્ગ પ્રથમ જરા મુશ્કેલ લાગશે. આમ વાંચતાં તમને વખત વધારે જતો લાગશે પણ ખરી રીતે જોતાં આ માર્ગ સૌથી ઉત્તમ છે અને એકંદર જોતાં આવી રીતે વાંચતાં

વખત ઓછો જશે; કારણ કે જે વિદ્યાર્થીઓ ઉતાવળથી વાંચી જાય છે તેમને બીજી વખત પણ તેનો તે ભાગ વાંચતાં તેટલોજ વખત જાય છે. પણ આપણે ઉપર જણાવ્યું તેવી રીતે વાંચનાર મનુષ્યના હૃદયમાં તો તે ઉપર વિચાર કરવાથી તે વાત રમી રહેલી હોય છે. માટે બીજી વખત તો તે ઉપર દૃષ્ટિ ફેરવવાથી સઘળો વિષય તેના મન આગળ તે જોઇ શકે છે. ધર્મશાસ્ત્રોમાં પણ ધર્મનું જ્ઞાન મેળવવાનો આજ માર્ગ બતાવેલો છે. પ્રથમ શ્રવણ, બીજું મનન, ત્રીજું નિદિધ્યાસન. શ્રવણ એટલે સાંભળવું તે; મનન એટલે સાંભળેલી અથવા વાંચેલી વસ્તુ ઉપર વિચાર કરવો તે; અને વારંવાર તેનું રટણ કરવાથી તેની સાથે તન્મય થઇ જવું તેનું નામ નિદિધ્યાસન. માટે વાંચીને તે ઉપર વિચાર કરવો; વિચાર કરવો એટલુંજ નહિં પણ તે વસ્તુનું ખરૂં સ્વરૂપ શું છે તે સમજતાં શિખવું. આવી રીતે જો મનુષ્ય એક બે મોટા ગ્રન્થકારનાં કેટલાંક પુસ્તકો વાંચે તો તે પણ ખરેખરો વિદ્વાન્ નિવડે, કારણ કે આવી રીતે વાંચવાથી મનની સઘળી શકિતઓ ખીલે છે. વસ્તુઓ બરોબર સમજાયાથી, મગજને તસ્દી આપ્યા સિવાય સ્વયમેવ યાદ રહે છે, એકાગ્રતા વધે છે, તેમજ ધીરજનો ગુણ પણ ખીલે છે; કારણ કે આવી રીતે વાંચતાં વંચાય થોડું, માટે ધીરજ હોય તો મનુષ્ય આગળ વધી શકે. આવી રીતે વાંચવાથી તે પુસ્તકનું યથાર્થ જ્ઞાન મળે છે, ગ્રન્થકારનો ભાવાર્થ સમજાય છે. જો તે ગ્રંથ કોઇ મહાનપુરૂષે

લખેલો હોય તો તે વાંચતાં ઉમદા વિચારો આપણા હૃદયમાં જન્મ પામે છે. આ પ્રમાણે વાંચીને વિચાર કરવાથી અનેક લાભ થાય છે.

આપણે જે પુસ્તકો વાંચીએ તેમાંથી એક બે પુસ્તકોને આપણા પોતાનાં ખાસપ્રિય બનાવવાં અને તે પુસ્તકો વારંવાર વાંચવાં. જો તે પુસ્તકો ઉંડા રહસ્યવાળાં હશે ને જેમ આપણે તે પુસ્તકો ફરી ફરીને વાંચીશું, તેમ તેમાંથી વિશેષ પ્રકાશ આપણને નજરે પડશે. જો કોઇ વિચારગર્ભિત પુસ્તક પાંચસાત વર્ષ પછી પાછું વાંચતાં આપણને નવો પ્રકાશ ન મળે, અને તેમાં તેનો તે અર્થ જણાય તો સમજવું કે આપણે તે વર્ષોમાં કાંઇ ખાસ ઉન્નતિ કરી નથી. કારણકે આપણો સાચો વિકાસ થતાં દરેક વસ્તુમાં આપણે નવું તેજ જોઇ શકીએ છીએ.

હવે જ્ઞાન મેળવવાનો બીજો માર્ગ ગુરૂ છે, તેનો વિચાર કરીશું. શિક્ષક પાસેથી વિદ્યા પ્રાપ્ત કરવાનાં ત્રણ સાધનો આર્ય દેશમાં પ્રચલિત છે. ધન આપીને, વિદ્યા શીખવીને અને ગુરૂની સેવા કરવાથી વિદ્યા પ્રાપ્ત થાય છે. આ ત્રણ રીતિઓ અનુક્રમે અધમ, મધ્યમ, અને ઉત્તમ છે. પૈસા આપીને વિદ્યા શીખવાનો જે રિવાજ હાલમાં પ્રચલિત છે તે સૌથી કનિષ્ઠ છે. ગુરૂ અને શિષ્ય વચ્ચે સ્વાભાવિક રીતે જે સ્નેહ હોવો જોઇએ તે આ રીતે કદી રહેવા પામતો નથી.

ગુરૂઓ–શિક્ષકો વિદ્યાદાન દેવામાં ઉત્તમ ધર્મ રહેલો છે તે સમજતા નથી. શિષ્યો પૈસા આપીને વિદ્યા મેળવતા હોવાથી શિક્ષક પ્રતિ જે પૂજ્યભાવ તથા આભારની લાગણી હોવી જોઈએ તે શિષ્યોમાં પણ માલૂમ પડતી નથી. અને જ્યાં સંબંધ આવો હોય, ત્યાં વિદ્યાવૃદ્ધિ સાથે ખીલતા ઉચ્ચ ગુણો કેમ સંભવે? વિદ્યા આપીને વિદ્યા શીખવી એ મધ્યમ માર્ગ છે; પણ શિષ્યો વિદ્વાન્ હોતા નથી, કે તેઓ શિક્ષકોને જ્ઞાન આપી શકે. માટે પ્રાચીન સમયનો "ગુરૂપાદશુશ્રૂષા" ના નામથી પ્રસિદ્ધ થએલો ઉત્તમ માર્ગ સર્વથા શ્રેયકારી થાય. જે ખરૂં જ્ઞાન છે, જે જ્ઞાનની ખરી કુંચી છે, તે ગુરૂકૃપા સિવાય પ્રાપ્ત થતી નથી. માટે ગુરૂની સેવા કરવી અને સર્વથા તેમનો વિનય કરવો. ગુરૂને સન્માન આપ્યા સિવાય જ્ઞાન સિદ્ધ થતું નથી તે ઉપર જૈન સાહિત્યમાં શ્રેણિક રાજાની કથા વિચારવા યોગ્ય છે.

મહાવીર પ્રભુના સમયમાં, શ્રેણિક નામે પરમ જૈન રાજા રાજગૃહીમાં રહેતો હતો. તેને ચેલણા નામે રાણી અને અભયકુમાર નામનો વિદ્યાનિપુણ અને અને બુદ્ધિશાળી પુત્ર હતો. તે નગરમાં એક વિદ્યાસિદ્ધ માતંગપતિ (ચાંડાળ) રહેતો. તેની પત્ની ગર્ભવતી હોવાથી એકદા આમ્રફળ ખાવાનો તેને 'દોહદ' ઉત્પન્ન થયો. તેથી તે સ્ત્રીએ પતિને કહ્યું: 'હે નાથ! મને આમ્રફળ લાવી આપો અને મારી ઇચ્છા પૂર્ણ કરો.' પતિએ કહ્યું: 'આજ અકાળે આમ્રફળ ક્યાંથી મળે?' તે સ્ત્રીએ પ્રત્યુત્તર આપ્યો 'આજે ચેલણા

રાણીના ઉદ્યાનમાં મેં આમ્રવૃક્ષો પ્રફુલ્લિત જોયાં છે.' આ શ્રવણ કરી તે માતંગપતિ ચેલણાના ઉદ્યાન સમીપ આવ્યો. ત્યાં આમ્રવૃક્ષો સદા ફલતાં હતાં પણ તે ઘણાં ઉંચાં હતાં. રાત્રે ત્યાં આવી અવનામની વિદ્યાથી આમ્રશાખાને નમાવી, તે વિદ્યાસિદ્ધ ચાંડાળે સ્વેચ્છાથી આમ્રફળો તોડીને ગ્રહણ કર્યાં. પ્રાતઃકાળે રાણી ચેલણાએ જોયું કે કોઇએ બગીચામાંથી બે કેરીઓ તોડી છે.

આ વાત રાજાને નિવેદન કરવામાં આવી રાજાએ અભયકુમારને બોલાવી આજ્ઞા આપી કે જેના પગનો સંચાર જોવામાં આવતો નથી તેવા આ આમ્રફળના ચોરને શોધી લાવો. જે ચોરની આવી અમાનુષી શક્તિ છે તે કોઇ દિવસ અંતઃપુરમાં પણ પ્રવેશ કરી શકે, માટે તેને શોધવાનો સત્વર પ્રયાસ કરવાની જરૂર છે. તે દિવસથી અભયકુમારે અનેક યુક્તિઓ વડે તે ચોરને શોધવાનો પુરૂષાર્થ આદર્યો, પણ તેમાં તે નિષ્ફળ થયો. તે પછી જ્યાં ઘણા પુરૂષો એકઠા થયા હતા ત્યાં જઈ એક વાત કહી અને તેમાં દુષ્કર કાર્ય કોણે કર્યું, એવું પૂછતાં તે ચોરેજ જવાબ આપ્યો, કે ખરૂં મહત્ત્વનું કામ તો ચોરેજ કર્યું. આ ઉત્તર આપવાથી તેને ચોર તરીકે પકડયો, અને આમ્રફળની ચોરી શી રીતે કરી તે પૂછતાં તેણે જણાવ્યું કે વિદ્યાના બળથી તે કામ તે કરી શકતો હતો.

અભયકુમારે સર્વ વૃત્તાન્ત રાજાને નિવેદન કર્યું

અને ચોરને લાવી રાજાની સન્મુખ ખડો કર્યો. શ્રેણિકે કહ્યું કે કોઇ સામાન્ય ચોર હોય તો પણ તેની ઉપેક્ષા થતી નથી, તો આ ચોર તો શક્તિમાન છે તેથી તેને નિઃસંદેહ શિક્ષા કરવી. અભયકુમારે નિષ્કપટપણે પ્રાર્થનાપૂર્વક વિજ્ઞપ્તિ કરી કે, હે દેવ! આ ચતુર ચોર પાસેથી પ્રથમ વિદ્યા મેળવી પછી જે યોગ્ય હોય તે કરજો. પછી મગધપતિ શ્રેણિક રાજાએ તે માતંગપતિને પોતાની સામે બેસાડી તેના મુખથી વિદ્યા ભણવાનો પ્રારંભ કર્યો, પરંતુ તે સમયે શ્રેણિક રાજા સિંહાસનપર બેઠો હતો અને તે ચોર જમીનપર બેઠો હતો. આ પ્રમાણે ગુરૂનું અપમાન થયું–ગુરૂનો વિનય જળવાયો નહિ, તેથી કરી રાજાના હૃદયમાં વિદ્યા સ્થિર થઇ નહિ. તેથી રાજાએ તેનો તિરસ્કાર કર્યો અને તારા હૃદયમાં કોઇ પણ પ્રકારનું કપટ છે એમ કહ્યું. તે સમયે અભયકુમારે જે વાકયોનો ઉચ્ચાર કર્યો હતા તે ખરેખર દરેક જ્ઞાનાભિલાષીએ હૃદયમાં રાખવાં જોઇએ. તેમણે કહ્યું કે, હે દેવ! આ સમયે એ તમારો વિદ્યાગુરૂ છે અને જેઓ ગુરૂનો વિનય કરે છે, તેમને જ વિદ્યા સ્ફુરે છે અને અન્યને તે પ્રાપ્ત થતી નથી. તે કારણથી આ માતંગપતિને તમારા સિંહાસન પર બેસાડો અને તમે અંજલિ જોડીને સામે પૃથ્વીપર બેસો; એટલે વિદ્યા આવડશે. કહ્યું છે કે:—

**विनयेन गुरोस्तोषः सम्यग् ज्ञानं ततो भवेत् ।**

"વિનયથી ગુરૂ સન્તુષ્ટ થાય છે. અને પછી જે

બોધ આપે છે તે શિષ્યના હૃદયમાં સમ્યગ્ જ્ઞાનરૂપે પરિણમે છે, "

અભયકુમારની આ ઉપદેશ ભરેલી સલાહ સાંભળી રાજાએ તે પ્રમાણે કર્યું. કારણ કે દરેક મનુષ્ય પાસેથી ઉત્તમ વિદ્યા ગ્રહણ કરવી એ નીતિનો પ્રાચીન નિયમ છે. અને તત્ક્ષણ દર્પણમાં પ્રતબિમ્બની માફક ઉન્નામની અને અવનામની નામની બે વિદ્યાઓ રાજાના હૃદયમાં વસી ગઈ. પછી અભયકુમારે બે હાથ જોડી રાજાને વિનંતિ કરી કે આ ચોર આપના ગુરૂપદને લાયક થયો છે માટે તેને મુક્ત કરવો એ ઉચિત છે. તે ધર્મિષ્ઠ રાજાએ પણ તે વચનને માન આપી તે ચોરને છોડી મૂકયો.

સામાન્ય વિદ્યા આપનાર ગુરૂનો પણ બદલો સંપૂર્ણ રીતે વળી શકે તેમ નથી; તો પછી જે જ્ઞાન આપણને જન્મ મરણના ચક્રમાંથી મુક્ત કરી આત્મદશા પ્રાપ્ત કરાવવા સમર્થ છે તેવું જ્ઞાન આપનાર ગુરૂનો બદલો શી રીતે વળે? તે વાળવાનો કોઇ પણ માર્ગ જણાતો નથી. શ્રી યશોવિજય ઉપાધ્યાયજી જણાવે છે કેઃ—

સમકિતદાયક ગુરૂતણો પચ્ચુવયાર (પ્રત્યુપકાર) ન થાય;

ભવ કોડા કોડી કરે, કરતાં કોટી ઉપાય,

માટે જ્ઞાન આપનાર ગુરૂઓનું ચિંતવન કરવું,

તેમના ગુણુની સ્તુતિ કરવી, અને તેમના પગલે પગલે ચાલી જ્ઞાનમાર્ગમાં આગળ વધ્યા કરવું એજ જીજ્ઞાસુનું પરમ કર્તવ્ય છે.

આપણુને આપણી અજ્ઞાનાવસ્થામાં એક પણુ શબ્દ જેણે શિખવ્યો હોય, તેનો ઉપકાર કદાપિ ભૂલવો નહિ. આપણે હાલમાં ગમે તેટલું વધારે જ્ઞાન ધરાવતા હોઇએ, તોપણ આપણુને પ્રતિબોધ આપનાર શિક્ષક મળતા તેમનું સન્માન કરવું. તે જ્ઞાનનું દેવું વાળવા આપણે સમર્થ નથી. પણ જગતની સ્થિતિ તપાસતાં જણાય છે કેઃ—

द्वावेतावत्रमन्येते नित्यं पूर्वोपकारिणम् ।
आचार्यं शिक्षिताः शिष्याः कृतदाराश्च मातरम् ॥१२॥

ભણેલો વિદ્યાર્થિ ગુરૂનો અને પરણેલો છોકરો માનો ગુણ ભુલી જાય છે. પણ દરેક સમજુ પુરૂષે કદાપિ તેમ ન કરવું. કારણકે તેમ કરવાથી ભવિષ્યમાં જ્ઞાનની પ્રાપ્તિ નથી.

જ્ઞાન મેળવવાનો ત્રીજો માર્ગ સત્સમાગમ છે. સન્તસમાગમની એક ઘડી જે આપણુને જ્ઞાન અને બોધ આપી આપણું જીવન ઉચ્ચ બનાવવા સમર્થ થાય છે, તેવું પ્રબળ સાધન આ જગતમાં બીજું એક પણુ નથી. પુસ્તકો આપણુને જે અસર કરે, દુનિયાના પ્રસંગો જે અનુભવ આપે, તેના કરતાં પણ સત્સમાગમ વધારે કરી શકે. કારણુ કે પુસ્તકો અને પ્રસંગો

નિર્જીવ વસ્તુઓ છે, પણ સત્પુરૂષો તો ચૈતન્યવાળા છે, અને જડવસ્તુ હૃદયપર અસર કરે તેના કરતાં પ્રભાવશાળી સંતો વધારે અસર કરે એ સમજાય તેમ છે. કારણકે સંતપુરૂષોનું ચૈતન્ય આપણા ચૈતન્યને પ્રબળ અસર કરે છે. આત્મા આત્માની વાણી સમજે છે, સંતો પોતાના શુદ્ધ કાર્યથી બીજાને અનુકરણ કરવા લાયક દૃષ્ટાન્ત આપે છે. તેઓની ઉપદેશભરી વાણી પણ અન્ય પુરૂષોને સન્માર્ગે દોરે છે.

તેઓનું જીવન જ પરમાર્થમાં પસાર થાય છે.તેવા સત્પુરૂષના સમાગમમાં પૂર્ણ ભાગ્યોદય શિવાય આવી શકાય નહિ. કેવળ તેમના આચારો અને ઉપદેશ ઉપર જણાવ્યા પ્રમાણે અસર કરે છે, એટલુંજ નહિ પણ તેઓના શુદ્ધ વિચારો પણ આપણા મલિન વિચારોને દૂર કરી આપણા હૃદયમાં પવિત્ર વિચારોને જન્મ આપે છે અને મુખેથી બોલ્યા શિવાય પણ આપણી અનેક શંકાઓનું પોતાની આત્મશક્તિ વડે સમાધાન કરી શકે છે. કહ્યું છે કે:—

**गुरोस्तुमौनं व्याख्यानं शिष्यास्तु च्छिन्नसंशयाः ॥**

ગુરૂઓનું મૌન એજ વ્યાખ્યાન છે, અને શિષ્યોના સંશયો–શંકાઓ દૂર થઇ જાય છે. આવો ગુરૂની આધ્યાત્મિક શક્તિનો પ્રભાવ આ જમાનામાં વિચિત્ર ભાસે છે. પણ જેઓએ ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરેલો છે તેઓ તો સારી રીતે જાણે છે કે **મહાવીર** પ્રભુના સમવસરણમાં ઉપદેશ સમયે પશુ પંખી પોતાનો

સહજ વિરોધ ટાળી સ્થિરતાથી બેઠા હતા; તેનું કારણ ભગવાનની અપૂર્વ આત્માની શુદ્ધ શક્તિ હતી.

સત્સંગ તે કથિરને સોનું બનાવનાર પારસમણી કરતાં પણ અધિક છે. સત્સંગના લાભ દર્શાવતાં શ્રી ભર્તૃહરિ જણાવે છે કેઃ—

**जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं ।**
**मानोन्नतिं दिशति पापमपाकरोति ॥**
**चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिम् ।**
**सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥**

"સત્સમાગમ બુદ્ધિની જડતાનો નાશ કરે છે; વાણીમાં સત્ય મૂકે છે, માન અને ઉન્નતિનો માર્ગ દર્શાવે છે, પાપનો નાશ કરે છે, મનને નિર્મળ બનાવે છે, અને સર્વ દિશાઓમાં કીર્તિને ફેલાવે છે. સત્સમાગમ માણુસને સારૂં શું નથી કરતો તે કહો; અર્થાત્ સત્સમાગમથી સર્વ વસ્તુ સિદ્ધ થાય છે." નિર્જીવ વસ્તુઓ પણ મોટાના સંગથી મોટાઈને પામે છે. કહ્યું છે કેઃ—

**कीटोऽपि सुमनःसंगादारोहति सतां शिरः ।**
**अश्मापि याति देवत्वं महद्भिः सुप्रतिष्ठितः ॥**

"કીડો પણ પુષ્પના સંગથી સારા પુરૂષોના મસ્તક ઉપર ચઢે છે અને પથ્થર પણ મોટા પુરૂષોથી પ્રતિષ્ઠા પામી દેવ રૂપે પૂજાય છે." જ્યારે કોઈ મનુષ્યને ભાગ્યોદયથી સંતપુરૂષનો સમાગમ થાય છે, ત્યારે તે તેની

પ્રીતિ સંપાદન કરવા દોરાય છે અને તેને વિચાર કરતાં જણાય છે કે સંતપ્રીતિ પ્રાપ્ત કરવાનો ઉત્તમ માર્ગ તેના માર્ગે ચાલવામાંજ રહેલો છે. આ પ્રમાણે સત્સમાગમ શુદ્ધ માર્ગે દોરે છે. સત્સમાગનો કેટલો લાભ છે, તેવા સમયમાં ગાળેલી એક ક્ષણ પણ—સાંભળેલો એક શબ્દ પણ કેટલી હિતકારી અસર કરે છે તેનો ખ્યાલ લાવવાને રોહણીયા ચોરનું દૃષ્ટાંત અત્રે નિવેદન કરવામાં આવે છે.

જે સમયમાં મહાવીર પ્રભુ લોકોનું અજ્ઞાન ટાળી, સદ્બોધ આપવાને દેશ વિદેશ વિચરતા હતા, તે સમયમાં રાજગૃહી નગરીની સમીપમાં આવેલી વૈભાર ગિરિની ગુફામાં લોહખુર નામનો એક ચોર વસતો હતો. તે ચોર વિદ્યામાં નિપુણ હોવાથી અનેક પ્રકારની યુક્તિયો રચી લોકોનું ધન હરતો, અને બીજાં પણ પાપ કર્મમાં મગ્ન રહેતો. મૃત્યુસમયે તેણે રોહિણેય નામના પોતાના જેવાજ આકાર તથા ગુણદોષવાળા પુત્રને બોલાવીને ઉપદેશ આપતાં તે પાળવાની પુત્ર પાસેથી કબુલાત લીધી. તે મરણપથારીએ પડેલા ચોરે કહ્યું કે “ આ દેવતાના રચેલા સમોસરણમાં બેસીને જે મહાવીર નામના યોગી ઉપદેશ આપે છે, તેના ભાષણને તું કોઇવાર સાંભળતો નહિ. અન્ય બાબતમાં તું સ્વેચ્છાએ વર્તજે. ” આવો ઉપદેશ આપી તે લોહખુર મરણ શરણ થયો.

“બાપ તેવા બેટા” એ ન્યાય પ્રમાણે રોહણીઓ

પણ નિરંતર ચોરી કરવા લાગ્યો અને અનેક મનુ-ષ્યોને ઉપદ્રવ કરવા લાગ્યો. તેવામાં વીર પ્રભુ ત્યાં સમોસર્યા (પધાર્યા) અને ઉચિત ઉપદેશ આપવા માંડ્યા. રાજગૃહ તરફ જવા નીકળેલા ચોરના મનમાં આવ્યું કે આ માર્ગે જતાં મહાવીરનાં વચન સાંભળવાં પડશે. તેથી પિતાની આજ્ઞાનો ભંગ થશે, અને બીજો માર્ગ નથી; ત્યારે શું કરવું? આવો વિચાર કરી કાનમાં આંગળીઓ રાખી તે માર્ગે ગયો. આ પ્રમાણે પ્રતિદિન ગમનાગમન કરતાં એક વખતે સમોસરણની પાસેજ તેના પગમાં કાંટો વાગ્યો, અને ગાઢ રીતે પગમાં ખુંચી ગયો. એટલે એક પણ પગલું આગળ ભર-વાને તે અશક્ત થયો. તેથી કાનમાંથી આંગળી કાઢી તે વતી કાંટો કાઢવા માંડ્યો. એટલા સમયમાં પ્રભુના શબ્દો તેના શ્રવણમા પડ્યા કે 'જેના ચરણ પૃથ્વીને અડતા નથી અને નેત્ર નિમેષ રહિત હોય છે, પુષ્પમાળા ગ્લાનિ પામતી નથી, અને શરીર પ્રસ્વેદ તથા રજથી રહિત હોય છે, તે દેવ કહેવાય છે." આટલા શબ્દો સાંભળવાથી પણ ઘણો પશ્ચાત્તાપ કરતો તે પોતાના સ્થાને ગયો.

તે નિરંતર ચોરી કરતો તેથી લોકોએ કંટા-ળીને રાજાને સર્વ વાત નિવેદન કરી. રાજાએ કોટ-વાળને બોલાવ્યો અને ઠપકો આપ્યો. તે ઉપરથી કોટવાળે તેવા ચોરને પકડવાનું પોતાનું અસામર્થ્ય જણાવ્યું. રાજાએ અભયકુમાર ભણી દૃષ્ટિ કરી. તે

ઉપરથી અભયકુમારે કોટવાળને ચતુરંગી સેનાને સજ્જ કરવાને અને ચોર શહેરમાં દાખલ થાય તે પછી તે લશ્કરને શહેર ફરતું ફરી વળવાને હુકમ કર્યો. આ પ્રમાણે ઉપાય કરવાથી, પાશમાં હરણની માફક, નગરમાંથી બહાર ધસતો ચોર પકડાયો. પણ તેની પાસે ચોરીનો મુદ્દો નહિ નીકળવાથી તેને સજા કરવી તે ન્યાયયુક્ત નહિ હોવાથી અભયકુમારે અનેક યુક્તિઓ કરી; પણ તે ચોર છે એમ સિદ્ધ થઈ શક્યું નહિ. તે ઉપરથી એક મોટી યોજના ઘડી કાઢી, તે આ પ્રમાણે હતી- દેવતાના વિમાન જેવો મહામૂલ્યવાળાં રત્નોથી જડિત સાત મહેલનો માળ તૈયાર કરાવ્યો. શોભાથી અપ્સરા જેવી રમણીઓ વડે અલંકૃત થએલો એ ખંડ સ્વર્ગમાંથી પડેલો અમરાવતીનો એક ખંડ હોય તેવો જણાતો હતો. અભયકુમારે તે ચોરને મદ્યપાન કરાવી બેશુદ્ધ કરાવ્યો, અને પછી દેવોને ઉચિત વસ્ત્રો પહેરાવી તે મહેલમાં સુશોભિત પલંગપર સુવાર્યો. જ્યારે તેનો મદિરાનો નિસો ઉતરી ગયો ત્યારે તે ચારે બાજુ જોવા લાગ્યો. તે અકસ્માત વિસ્મયકારી અપૂર્વ દિવ્યસંપત્તિ તેના જોવામાં આવી; એ સમયે અભયકુમારની આજ્ઞાથી નરનારીના સમૂહે "જય પામો, આનંદ કરો!" એવા મંગળ ધ્વનિપૂર્વક તેના પ્રત્યે કહ્યું: "હે ભદ્ર! તમે આ મોટા વિમાનમાં દેવતા થયા છો, તમે અમારા સ્વામી થયા છો, અમે તમારા કિંકરો છીએ. અમારા અત્રેના નિયમ પ્રમાણે પૂર્વ

ભવમાં કયાં સુકૃત્ય અથવા દુષ્કૃત્ય તમે કર્યાં હતાં તે જણાવો, અને અમારી જીજ્ઞાસા તૃપ્ત કરો." આ ઉપરથી રોહણીઓ ચોર વિચારમાં પડયો; શું આ સત્ય હશે ? અથવા મારી કબુલાત વડે પકડવાનો અભયકુમારનો શું આ પ્રપંચ હશે ? પણ હવે તેની ખાત્રી શી રીતે કરવી ? આ પ્રમાણે વિચારતાં કાંટો કાઢતી વખતે સાંભળેલું વીરપ્રભુનું વચન યાદ આવ્યું, અને તે ધોરણથી તપાસતાં લાગ્યું કે આમાં કાંઈ કપટ છે. કારણ કે આ સર્વ જનોના ચરણ પૃથ્વીને અડકે છે, તેમના કંઠમાં રહેલી પુષ્પમાળા કરમાયેલી છે, તેમની આંખો સ્થિર રહેતી નથી, અને તેમના શરીરપર પ્રસ્વેદ જણાય છે. આ કપટનો ખ્યાલ આવવાથી "મેં પૂર્વજન્મમાં સુકૃત્યો કર્યાં હતાં, તેનું મને આ પરિણામ મળેલું છે," એમ તેણે જણાવ્યું. છડીદારે આ સર્વ અભયકુમારને કહ્યું. આ પ્રમાણે તે નિર્દોષ ઠરવાથી મુક્ત કરવામાં આવ્યો.

પછી રોહણીઆએ આ પ્રમાણે વિચાર કર્યો "અહો ! સત્સંગનો મહિમા શી રીતે વર્ણવી શકાય ! જે પ્રભુના અનિચ્છાએ સાંભળેલા એક વચનથી મને આટલો લાભ થયો, તો તેમની ભક્તિ કરી તેમની સુધા તુલ્ય વાણીને ગ્રહણ કરવાથી કેટલો બધો લાભ થાય ! મેં પિતાના ખોટા વચનમાં વિશ્વાસ રાખ્યો, તેથી હું ઠગાયો; પણ ધન્ય છે એ વીર મહાત્માને ! હવે હું તેમની પાસે જઈ તેમના ઉપદેશાનુસાર વર્તવા તૈયાર થઇશ." આવો નિશ્ચય કરી તેણે વીરપ્રભુની અત્યંત

સ્તુતિ કરી. પ્રભુના ઉપદેશથી પોતાના પાપને પશ્ચાતાપ કરતો યતિવ્રતને સારૂ ઉત્સુક થયો. તેજ સભામાં બેઠેલા શ્રેણિક રાજા સન્મુખ ો સત્ય વાત જણાવી સર્વ ધન લાવી આપ્યું, શ્રેણિક રાજાએ કરેલા મહોત્સવ સાથે વીરપ્રભુ દિક્ષા લીધી, અને અનેક પ્રકારે જ્ઞાન મેળવી શ્ચર્યા કરી અંતે સ્વર્ગે ગયો.

મહાન્ પુરૂષના એક વચનથી આટલો લાભ થયો તો પછી નિરંતર તેમના સમા રહેનારને કેટલું જ્ઞાન અને બોધ મળતાં હશે તો સત્સમાગમ કરનારનાજ અનુભવમાં આવે.

સત્સમાગમની પ્રશંસા કરતો એક કવિ છે કેઃ—

संसारविषवृक्षस्य द्वे एव रसवत्फले ।
काव्यामृतरसस्वादः संगमः सुजनैः सह ॥

ઝેરી ઝાડ સંસારને, મધુરાં ફળ બે હોય;
કાવ્યામૃત રસસ્વાદને, સુજન સમાગમ સ્હે

માટે જ્ઞાનાભિલાષીઓએ સજ્જનનો સ મેળવવાનો અમૂલ્ય પ્રસંગ કદાપિ ચુકવો નહિ

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥

ઉઠો ! જાગો ! ઉત્કૃષ્ટ ગુરૂઓને–સંત પ્રાપ્ત કરી જ્ઞાન મેળવો. તેઓજ ખરેખર જ્ઞા

ગુરૂઓ છે, તેમની સેવા કરો, તેમની ભકિત કરે
તમે તમારૂં સર્વસ્વ સ્વાર્પણ કરીને પણ તેમન
પાસેથી શીખો અને તે પ્રમાણે વર્તો.

દેશાટન એ જ્ઞાન મેળવવાનો ચોથો માર્ગ છે
પંચતંત્રમાં કહ્યું છે કેઃ—

**विद्यां वित्तं शिल्पं तावन्नाप्नोति मानवः सम्यक् ।**
**यावद् व्रजति न भूमौ देशाद्देशान्तरं हृष्टः ॥ १६ ।**

જ્યાંસુધી મનુષ્ય હર્ષથી આ પૃથ્વીપર એ
દેશથી બીજે દેશ જતો નથી, અર્થાત્ મુસાફરી કરતે
નથી ત્યાં સુધી તે ધન, વિદ્યા, શિલ્પ સમ્ય
પ્રકારે પ્રાપ્ત કરી શકતો નથી. જગતનું વ્યવહારિ
જ્ઞાન પ્રાપ્ત કરવા સારૂ પરદેશ જવાની જરૂર છે
ભણતરની સાથે અનુભવની જરૂર છે. અને તે અનુ
ભવ આપનાર ખરો શિક્ષક પરદેશગમન છે. મનુષ્યે
કૂપમંડુક જેવા નહિ રહેતાં વિવિધ સ્થળોનું અનુભ
જ્ઞાન પ્રાપ્ત કરવું. કવિ શેકસપીયર લખે છે કેઃ—

Home–keeping youths have ever home
ly wits. જેઓ ઘર ખુણે ભરાઇ રહે છે તેઓન
બુદ્ધિ પણ તેવી સંકુચિત રહે છે. માટે બુદ્ધિને
સતેજ કરવાને અને જ્ઞાન પ્રાપ્ત કરવાને મનુષ્યે ફરવું
જોઈએ. મુસાફરીના અનેક ફાયદાને અસલના વખ
તથી આપણા લોકો ગણતા આવ્યા છે તે નીચેન
શ્લોક ઉપરથી સહજ સમજાય તેમ છેઃ—

**देशाटनं पण्डितमित्रता च वारांगना राजसभाप्रवेशः ।
अनेकशास्त्राणि विलोकितानि चातुर्यमूलानि भवन्ति
पंच ॥**

દેશાટન, પંડિતોની મિત્રતા, વારાંગના, રાજસભા અને અનેક શાસ્ત્રોનું અવલોકન, આ પાંચ ચાતુર્ય મેળવવાનાં સાધન છે. આ પાંચમાં પણ દેશાટન–મુસાફરીને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે તે વાસ્તવિકજ છે. કારણ કે દેશાટન કરવાથી ઝાઝું જોવાનું, જૂદા જૂદા મનુષ્યોના પ્રસંગમાં આવ્યાથી નવીન નવીન શીખવાનું તથા મુસાફરીની અંદર આવી પડતી અનેક વિટંબણાઓમાં અક્કલ વાપરી કેવી રીતે નીભાવી લેવું તે જાણવાનું પણ બની આવે છે. પુસ્તકો વાંચવાથી ઘણું જ્ઞાન મળે છે, પણ તેમાં વર્ણવેલું અનુભવજ્ઞાન આપનાર તો દેશાટન જ છે.

પણ હાલના સમયમાં જ્ઞાન મેળવવાના સાધન તરીકે મુસાફરીનો બહુ ઉપયોગ થતો હોય, એમ જોવામાં તથા જાણવામાં આવતું નથી. સોળમા, સત્તરમા અને અઢારમા સૈકામાં જ્યાં સુધી મનુષ્યે મુસાફરી કરી ન હોય, ત્યાં સુધી યુરોપમાં તે મનુષ્યે પૂરેપૂરી કેળવણી લીધી છે, તેમ કહી શકાતું નહોતું. તે મુસાફરી યુરોપના ઘણા ખરા દેશોમાં ફરીને કરવામાં આવતી હતી. તે મુસાફરી દર્મિયાન તે યુવકપ્રવાસી મુખ્ય શહેરોની મુલાકાત લેતો, મુખ્ય રાજ્યદ્વારી પુરૂષો, ઉમરાવો, વિદ્વાનો અને ધર્મગુરૂઓને શોધી

કાઢી તેમની ઓળખાણ કરતો, કળા કૌશલ્યના આબેહુબ નમુના તપાસતો; અને આનંદ આપે તેવા સઘળા પદાર્થો સંબંધી જાણવા જોગ બાબતોનો અભ્યાસ કરતો. આ પ્રમાણે તે યુવકનું મન કેળવાતું અને ઉદાર થતું. હલકા સાંકડા વિચારો તેના મનમાંથી જડમૂળથી નીકળી જતા, તેની રીતભાત સભ્ય થતી, અને તેના વિચારો પ્રૌઢ અને ઉચ્ચ પ્રકારના થતા. મુસાફરીથી આ પ્રમાણે કેળવાયલો અને ઉમદા વિચારનો થઈ તે પાછો ફરતો, ત્યારે સ્વદેશમાં પ્રતિષ્ઠા પામતો, અને યથાશક્તિ દેશસેવા બજાવવાને યોગ્ય થતો.

ઉમરાવો તથા સદ્‌ગૃહસ્થોના છોકરાઓજ આ પ્રમાણે પ્રવીણતા મેળવતા એમ નહોતું. મધ્યમ વર્ગના લોકો પણ કેટલેક અંશે તેનો લાભ લેવા ભાગ્યશાળી થતા. શિખાઉ કારીગર જ્યારે પોતાનો ધંધો શીખી રહેતો, ત્યારે એકવર્ષ સુધી તેને ફરવા મોકલવામાં આવતો હતો. તે વર્ષની અંદર જ્યાં જ્યાં પોતાના ધંધામાં અતિપ્રવીણ અને અનુભવી મનુષ્યો રહેતાં હતાં, તે તે દેશ જતો. પોતાના ધંધાને લગતી કોઈપણ યુકિત અથવા શોધ માલુમ પડે તો તે ગ્રહણ કરતો અને આ બાબતમાં તેના વિદ્યાગુરૂએ બતાવેલી પારિભાષિક ભાષા (ટેકનીકલ ટર્મ્સ) ના જ્ઞાનને લીધે પોતાના ધંધા સંબંધી કોઈપણ માણસ પાસેથી જ્ઞાન મેળવતાં તેને જરાપણ

હરકત પડતી નહોતી, અને આ પ્રમાણે દેશાટનથી જોઇતું જ્ઞાન પ્રાપ્ત કરી પોતેજ તે ધંધો લઇ બેસતો અને તે શહેરનો એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ તથા વ્યાપારી બનતો.

આવાં આવાં કારણોથી યુરોપની અંદર મુસાફરી કરવાનો રિવાજ પ્રચલિત થયેલો છે. પણ હિંદુસ્થાનમા અસલના સમયમાં જો મુસાફરી કરવાનો રિવાજ હોય તો તે યાત્રાનો પ્રસંગજ હતો જે સ્થળો પૂજ્ય પુરૂષોના ચરણસ્પર્શથી પવિત્ર થએલાં છે, અને જ્યાં તેમની ભવ્ય મૂર્તિઓ સ્થાપન કરેલી છે, તેવી મૂર્તિવાળા શાંતપ્રદેશમાં યાત્રા નિમિત્તે લોકો સમૂહમાં (ટોળાબંધ) જતા હતા. કારણ કે તે સમયે એકલા મુસાફરી કરવી એ કોઇ પણ રીતે નિર્ભય નહોતું. યાત્રાના પ્રસંગે ચારે પાસે લીલી ઘાસવાળી જમીનમાં, સૃષ્ટિસૌન્દર્યના વિધવિધ દેખાવોમાં, સોનેરી રંગના સરસવના પાકમાં, અને મકાઇના ઝુલતા છોડ વામાં થઈને કરેલી મુસાફરી; સ્વધર્મીબંધુઓ સાથેની લાંબા વખત સુધી ચાલતી શાંત વાર્તા; ખડકવાળા તથા ટેકરીપરના માર્ગપર ધીમેધીમે ચડવું; ડાળીઓને લીધે પથરાએલા ઝાડ નીચે, બ્હાર ધસી આવેલા ખડક નીચે, અથવા ગામડાની અંદર સળગાવેલા દેવતા નજીક બેસી ખાણું ખાવું; દૂરદેશથી આવેલા મનુષ્યો સાથે વાર્તાલાપ કરી મેળવેલી નવી જાણવાજોગ ખબરો; પર્વતમાંથી વહેતા ઝરાની અથવા કૂદકા મારતા

દરિયાનાં મોજાં સંભળાય તેવી જગાની સમીપમાં શયન કરવું; લાંબા રેતાળ જંગલમાં પસાર થતાં કોઈ કોઈ સ્થળે મળી આવતા લીલા ઘાસવાળા અને જળ મય પ્રદેશને લીધે ઉપજતો આનંદ; અણુજાણ્યા મૂલ કની જાણુવાજોગ બાબતો; અને અણુજાણી જીંદગીના ક્ષણે ક્ષણે બદલાતા દેખાવો અને પ્રસંગો:—આ સર્વ બાબતો યાત્રાળુને જ્ઞાન આપી તેના અનુભવમાં વધારો કરતી હતી.

આ સર્વ પ્રસંગો પોતાની મેળે તેને જે અસર કરી શકત, તેના કરતાં પણ ધાર્મિક લાગણીની પવિત્ર છાયા તેમજ શુદ્ધ આનંદ અને પૂજ્ય બુદ્ધિ જે યાત્રાના પ્રસંગમાં સ્વાભાવિક રીતે મનુષ્યના મનમાં ખીલે છે, તેને લીધે તેઓની વધારે દઢ છાપ તેના મનપર પડતી; અને જ્યારે તે માણુસ ગૃહભણી પાછો વળતો અને સંસારવ્યવહારમાં જોડાતો ત્યારે સઘળી વસ્તુઓનું સ્મરણુ તેના પર એક અદભુત પ્રકારની અસર કરતું. જ્યારે મનુષ્ય સંસારની ખટપટમાંથી મુક્ત થઈ યાત્રાએ જતો ત્યારે ભૂતકાળની તેની આશા—નિરાશા, આનંદ-શોક, પ્રીતિ—અપ્રીતિ, સુખ—દુઃખ એ સર્વનો વિચાર કરતાં નિર્જીવ વસ્તુઓ વાસ્તે તેણે શા સારૂ આટલો કાળ ગુમાવ્યો હતો એ જોઈ આશ્ચર્ય થતું. સ્થાનાન્તર થતાં જીંદગીમાં પડેલાં અસહ્ય સંકટ પણ અવાસ્તવિક થતાં જણાય છે, અને આપણે નવી દુનિયામાં આવ્યા હો-ઈએ તેમ લાગે છે. જેમ સ્થાનાન્તરથી લાભ છે તેમ

કાલાન્તરથી પણ છે. જે બનાવો બનતી વખતે આપણને કારી ઘા જેવા લાગતા હતા તે હૃદયના ઘા સમય જતાં રૂઝાય છે, અને તે ગત વાતનું સ્મરણ કરતાં કંપારી સરખી પણ છુટતી નથી.

અસલના વખતમાં મુસાફરીના ઉપર જણાવેલા લાભ હતા, પણ હાલના સમયમાં તો મનને કેળવે તેવા પ્રકારની મુસાફરી ભાગ્યેજ જોવામાં આવે છે. લોકો રેલ્વે ટ્રેનમાં બેસે છે, અને તેને લીધે જૂદા જૂદા પ્રકારના મનુષ્યોના સંબંધમાં આવ્યા શિવાય, જૂદા જૂદા અભિપ્રાય અને વિચારો સાંભળ્યા શિવાય અને વિવિધ પ્રકારની આનંદદાયક વસ્તુઓનું જ્ઞાન પ્રાપ્ત કર્યા શિવાય એક જગ્યાએથી બીજી જગ્યાએ ફેંકવામાં આવ્યા હોય તેમ મુસાફરી કરતા જણાય છે. જે સર્વ લાભ પગરસ્તે જવાથી મળવાનો સંભવ હતો તે આ પ્રમાણે રેલ્વે ટ્રેઇનમાં ઘણીજ ઉતાવળને લીધે તેઓ મેળવવા ભાગ્યશાળી નીવડતા નથી. અને તેથી મુસાફરીને અન્તે પહેલાની માફકજ અજ્ઞાની, સાંકડા વિચારના, અને સ્થાનિક મતાંધતામાં લીન થયેલા માલૂમ પડે છે. ખરી રીતે જોતાં તેઓ મુસાફર નથી, પણ કેવળ ઉતાવળીઆ ચાલનારા છે. આ પ્રમાણે દશ બાર શહેરની મુસાફરી કરતાં પણ તેઓના જ્ઞાનમાં કોઇ પણ પ્રકારનો વધારો થતો નથી.

રેલ્વે ટ્રેઇનના લાભ અનેક છે તે અત્યારે જણાવવાનો પ્રસંગ નથી, પણ એટલું તો નિઃસંશય કહી

શકાય કે રેલ્વેની સગવડે ખરેખરી કેળવણી આપનારી મુસાફરીનો અંત આણ્યો છે અને તેને બદલે લોકોને ઉતાવળીઆ, ધીરજ રહિત અને શાન્તિ વગરના બનાવ્યા છે. આખી પૃથ્વીની મુસાફરી કરવા નીકળેલો પ્રવાસી એક હાથમાં 'ગાઇડ બુક' અને બીજા હાથમાં કેમેરા લેઇને કાશી અથવા પ્રયાગ જેવા પ્રાચીન ભવ્ય શહેરમાં જઇને જણાવે છે કે, 'આ સ્થળમાં જે કાંઇ સુંદર ભવ્ય અને આનંદદાયક હોય તે પાંચ સાત મીનીટમાં બતાવો; કારણ કે વખત થોડો છે. અને આઓ દેશ હજુ જોવાના છે.' આ પ્રમાણે ઘણી રમ્ય આકર્ષક—આનંદદાયક વસ્તુઓ જોવામાં આવે છે,પણ તે સંબંધી તેનું જ્ઞાન ઉંડું હોતું નથી.

સૃષ્ટિનું લાવણ્ય, શાન્તિ અને સુંદરતા, જે ધીરજથી કાર્ય કરનારના આત્મામાં શાન્ત રીતે પ્રવેશ પામી ઉચ્ચ કાર્ય કરવાને પ્રેરે છે, તે સર્વ બાબતોનાં દ્વાર આવી રીતે મુસાફરી કરનારને સારૂ તો સર્વ રીતે બંધ થઈ જાય છે, એમ કહીએ તો તે કોઈ પણ રીતે અયોગ્ય ન ગણાય. તેને સારૂ તો ઉતાવળથી ચાલતી ટ્રેઇનને લીધે આંખમાં આવતી ધુળ, ધુમાડો અને પૈડાનો ખણખણાટ છે. પણ તે કોઇ પણ રીતે મુસાફરીના નામને યોગ્ય નથી. માટે જેને **સાધન** હોય તથા **સગવડ** હોય અને **વખતની અનુકૂળતા** હોય, તેવા મનુષ્યો પ્રખ્યાત શહેરોની મુલાકાત લે, અને ઉતાવળ કર્યા શિવાય તે પ્રાચીન શહેરોની ભવ્ય

ઇમારતો, અથવા તેનાં ખંડેરો અથવા સૃષ્ટિ રમણીયતા જ્યાં દેખાય તેવા પ્રદેશોમાં વિચરે તો તેથી કેળવણી મળે, બુદ્ધિ ખીલે, અનેક પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થાય, અને વિચાર દીર્ઘદર્શી થાય.

બાહ્ય વસ્તુઓનું જ્ઞાન મેળવવાના આ માર્ગ કહેવામાં આવ્યા. તેથી કરી મનુષ્ય વિદ્વાન થાય અને જગત્માં માન પામે છે, પણ ઉપર જણાવેલાં સાધનો વડે પણ સંપૂર્ણ જ્ઞાન ઉત્પન્ન થતું નથી, જે જાણ્યા પછી કાંઇ પણ જાણવાનું ન રહે, જે જાણવાથી આત્મા તૃપ્ત થાય, તે જણાવનાર જ્ઞાન—આધ્યાત્મિક જ્ઞાન—આત્મદર્શન મેળવવાનો માર્ગ રાજયોગ છે. જ્યાં આત્માનું દર્શન થયું, ત્યાં કાંઇ પણ જાણવાનું બાકી રહેતું નથી; કારણ કે આત્મા જ્ઞાન, દર્શન અને ચારિત્રમય છે. આત્મદર્શન થતાં, આત્માના શુદ્ધ જ્યોતિઃસ્વભાવવડે સર્વ વસ્તુઓ દૃશ્ય થાય છે; સર્વ પદાર્થો નિર્મળ દર્પણની માફક આત્મામાં પ્રકાશી રહે છે.

જગત્માં એટલું જાણવાનું છે કે મનુષ્ય આખી જીંદગી સુધી પ્રયાસ કરે તો પણ જ્ઞેય પદાર્થોનો જરા સરખો પણ ભાગ સંપૂર્ણ રીતે જાણવા સમર્થ થાય નહિ. માટે એવી શક્તિ પ્રાપ્ત કરવી કે જે દ્વારા જે જે વસ્તુ તરફ ચિત્ત દોરવામાં આવે, તે તે વસ્તુનું યથાર્થ સ્વરૂપ હસ્તામલકવત્ સહજમાં જણાય. તેવી શક્તિ આપનાર રાજયોગ છે. તેજ સમાધિ છે, તેજ

અધ્યાત્મજ્ઞાન છે, તેજ આત્મદર્શનનો માર્ગ છે. તેનું ટુંક સ્વરૂપ અત્રે આપવામાં આવે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે વસ્તુના બાહ્ય સ્વરૂપની શોધનો પાર આવે એમ નથી. જીવ અંતે થાકે છે, અને શોધમાં હારીને તે જીવ છેક નિરાશ થઈ જાય છે, પછી તેની વૃત્તિઓ અંતર્મુખ થવા માંડે છે. અને જે આવરણથી આત્મા વેષ્ટિત છે, તેને ભેદી તે આત્માની કાંઇક ઝાંખી કરી શકે છે. પરિઘના કોઇ ભાગપર ઉભા રહીને તે જોવાથી તે સંપૂર્ણ જણાતો નથી, પણ તેના મધ્યબિન્દુપર રહી જોવાથી તે સંપૂર્ણ રીતે જણાય છે. આખા વિશ્વનું મથન કરવાથી પણ બાહ્યસૃષ્ટિમાં આત્માનો સાક્ષાત્કાર થતો નથી એમ મનુષ્ય સમજતો થાય છે. માટે મનને અંદરની તરફ વાળે છે, અને તેની સાથેજ વિવેક પેદા થાય છે; સત્ શું અને અસત્ શું તે તે જાણે છે. નિત્ય અને અનિત્યની વચ્ચેનો ભેદ તેની દૃષ્ટિએ પડે છે. અને જગતની કોઇ પણ વસ્તુ તે આત્મા નથી તેમ ધીમે ધીમે અનુભવદ્વારા તે જાણે છે. વિવેક એ જ્ઞાનની નિસરણીનું પ્રથમ પગથીયું છે. ખરો વિવેક જાગૃત થતાં જણાય છે કે ત્રણ ભુવનમાં એવી એક પણ વસ્તુ નથી કે જે આત્માની હોય.

નિજરૂપા નિજ વસ્તુ એ, પરરૂપા પરવસ્ત,<br>
જેણે જાણ્યો પેચ એ, તેણે જાણ્યું સમસ્ત.

આ પ્રમાણે વિવેક જાગૃત થતાં, વૈરાગ્યવૃત્તિ ઉદ્ભવે છે. આ જ્ઞાનગર્ભિત વૈરાગ્ય છે. જગતમાં આત્મા સિવાય મારૂં કાંઈ નથી એ વિચાર વૈરાગ્યને પોષણ કરે છે. એથી કરી પદાર્થ માત્રથી તે કંટાળી જાય છે. તેના બાહ્ય સ્વરૂપથી તેને સુખ મળતું નથી અને તેનાથી દૂર જવાની વૃત્તિ થાય છે, અને જગતના બાહ્ય વિષયનો ત્યાગ કરી, નિર્મળ શાન્ત પ્રદેશ જ્યાં તેની વૃત્તિઓને બહાર ભટકવાનો પ્રસંગ ન આવે, ત્યાં જવા તેનું મન આકર્ષાય છે. ત્યાં પણ પદાર્થ તો રહેલા છે, માટે તે એવા નિશ્ચય ઉપર આવે છે કે અંતર વૈરાગ્ય શિવાય બાહ્ય ત્યાગથી ઝાઝો લાભ નથી. માટે વૈરાગ્ય અનુસાર વર્તન પણ રાખવું, આ પ્રમાણે વૈરાગ્યથી જ્યારે તેનું મન જગતના વિષયોમાં ભટકતું અટકે છે, ત્યારે તેનું મન સ્થિર થાય છે અને તેને સ્વાધીન થાય છે.

આ મનોનિગ્રહને શમ કહે છે. આ પ્રમાણે મન જ્યાં નિગ્રહમાં આવ્યું એટલે ઈંદ્રિઓ પણ સંયમમાં આવે છે. કારણ કે ઇંદ્રિયોની પ્રવૃત્તિ મન પર આધાર રાખે છે. મન વશ થતાં ઈંદ્રિયો વશ થાય એ સ્વાભાવિક છે. મન એ લગામ ને અને ઇંદ્રિયો ઘોડા છે. જે મનુષ્ય ઘોડાને વશ કરવા માગે છે તેણે લગામ હસ્તમાં લેવી જોઇએ; તેમ જે મનુષ્ય ઇંદ્રિયોને વિષયોમાંથી પરાઙ્મુખ કરવા ઇચ્છા રાખતો હોય તેણે મનને કબજે કરવું. શ્રી આનંદઘનજી પણ કહે છે કે:—

મન સાધ્યું તેણે સઘળું સાધ્યું, એ વાત નહિ ખોટીજી;
પણ કહે મેં સાધ્યું તે નવિ માનું, એ વાત છે મોટીજી.

કિરાતાર્જુનીયમાં ભારવિ કવિ કહે છે:—

"શરીરની અંદર ઉત્પન્ન થતા દુષ્ટ મનોવિકારો દુર્જય છે. તેમની સામે બહાદુરીથી લઢવું જોઇએ. જે તેમનાપર જય મેળવે છે તે આખી આલમનો જીતનાર છે."

આ પ્રમાણે મનોનિગ્રહ થવાથી મન શાંત અને જૂદા જૂદા વિકારો રૂપી કલ્લોલ રહિત સરોવરના જળરૂપ સ્થિર બને છે. અને જેવી રીતે સ્થિર અને શાન્ત જળપર સૂર્યનો પ્રકાશ સંપૂર્ણ રીતે પડે છે અને સૂર્યનું સમગ્ર પ્રતિબિમ્બ શુદ્ધ જણાઇ આવે છે તેજ રીતે આત્મજ્યોતિનાં કિરણો આવા નિર્મલ થયેલા મનપર બરોબર રીતે દેખાઇ આવે છે.

અધ્યાત્મ માર્ગમા પ્રયાણ કરનારમાં બીજા કેટલાએક ખાસ ગુણોની પણ આવશ્યકતા છે, તે ક્રમશ: અત્રે દર્શાવવામાં આવશે. તે મનુષ્યને પોતાની આત્મ-શક્તિમાં વિશ્વાસ હોવો જોઇએ. આત્મા અનંત શક્તિવાળો છે. જો કે કર્મને લીધે તેનું તેજ ઢંકાઇ ગયું છે, પણ સ્વભાવે તે તેજસ્વી સૂર્ય જેવો છે. સિંહનું બચ્ચું પોતાનું ખરૂં સ્વરૂપ ન સમજતાં બકરાં ભેગું ભલે રમે, પણ જેમ અન્ય સિંહને જોવાથી પોતાના સ્વરૂપની પ્રતીતિ થતાં, તે બકરાનો ત્યાગ કરી પોતાની શક્તિ દાખવે છે; તેમ આ આત્મરાજા મોહરૂપી

આવરણથી ઢંકાઇ ગયેલો હોવાથી પોતાનું સામર્થ્ય સમજતો નથી; પણ જ્યારે પરમાત્મપદ પામેલા કોઇ પુરૂષને જુએ છે, અથવા તેવી સ્થિતિવાળા પુરૂષના ગુણનું વર્ણન સાંભળે છે, ત્યારે પોતાનામાં પણ તેજ પદ પ્રાપ્ત કરવાની શક્તિ સત્તામાં છે તેનો ખ્યાલ આવે છે અને પુરૂષાર્થ ફોરવી આત્મહિત સાધી શકે છે. સ્વાનુભવદર્પણમાં કહ્યું છે કે:–

જીનવર ને શુદ્ધાત્મમાં, કિંચિત્ ભેદ ન જાણ<br>
એહજ કારણ મોક્ષનું, ધ્યાઈ લ્યો નિરવાણ.<br>
જીન જેવો નિજ આતમા, નિશ્ચય ભેદ ન રંચ<br>
એજ સાર સિદ્ધાન્તનો, છોડો સઉ પ્રપંચ.

જીનમાં અને જીવમાં, પરમાત્મામાં અને આત્મામાં કિંચિત્ પણ ભેદ નથી. જીનની શક્તિ વ્યક્ત થઇ છે, અને સામાન્ય જીવની શક્તિ આચ્છાદિત છે, પણ તે સામર્થ્યમાં જરા પણ ન્યૂન નથી. આ વિચાર ઉપર મનન કરવાથી આપણા સામર્થ્યનો—શક્તિનો ખ્યાલ આવે છે, અને તેની સાથે કર્મનો નાશ કરવાને આપણને ઉત્તેજન–ઉત્સાહ મળે છે. માટે જીજ્ઞાસુએ આત્મશકિતમાં દૃઢ વિશ્વાસ રાખવો, અને કર્મથી ગભરાવું નહિ. જોકે અત્યારે આપણે કર્મથી વેષ્ટિત છીએ તો પણ આપણું ભવિષ્ય ખરેખર આપણા હાથમાં છે. કહ્યું છે કે:—

**अहोअनन्तवीर्योऽयमात्मा विश्वप्रकाशकः ।**<br>
**त्रैलोक्यं चालयत्येव ज्ञानशक्तिप्रभावतः ॥१८॥**

વિશ્વને પ્રકાશ કરનાર આત્મા અનન્ત શક્તિવાળો છે, અને જ્ઞાન શક્તિ વડે ત્રણુલોકને ચલાવવા સમર્થ છે, માટે જીજ્ઞાસુએ અનેક અડચણો આવે તે સહન કરીને પણ સ્વશક્તિમાં વિશ્વાસ રાખી જ્ઞાનમાર્ગમાં પ્રવૃત્તિ કરવી.

વળી બીજો ગુણ કર્મના અચળ નિયમમાં પ્રતીતિનો છે. જે જે બને છે તે તે મહાન્ નિયમ પ્રમાણે બન્યા કરે છે. આપણી હાલની સ્થિતિ તે બીજું કાંઇ નહિ પણ આપણા પૂર્વના વિચારો, વાસનાઓ અને કાર્યોનું પરિણામ છે, અને જે જે બને છે તે સર્વ તેને આધીન છે. છતાં આપણું ભવિષ્ય આપણા હાથમાં છે. તેને સુધારવું અથવા બગાડવું તે આપણી સત્તામાં રહેલું છે. પોતેજ પોતાના કર્મનો કર્તા તથા ભોક્તા છે; બીજા તો નિમિત્ત માત્ર છે. આ વિચારથી બીજા પ્રતિ તેને દ્વેષ આવતો નથી, કારણ કે તે તો એક નિમિત્ત કારણ છે, પણ પોતાના સુખદુઃખનું ઉપાદાન કારણ પોતેજ છે. આ વિચારથી માણસ પોતાના પર આવી પડતી આપત્તિઓ સહનશીલતાથી અને ધૈર્યથી ખમે છે, અને મનનું સમાધાનપણું જાળવી શકે છે, પોતે ફળની આશા રાખ્યા સિવાય કર્ત્તવ્ય કર્મ બજાવે છે, અને ચિન્તાથી મુક્ત થઇ મનને શુદ્ધ અને નિર્મળ બનાવે છે, આર્ત્ત અને રૌદ્રધ્યાન દૂર થાય છે, અને તેથી રાજયોગના માર્ગને તે ખરેખર યોગ્ય થાય છે. વિશ્વ ભણી દૃષ્ટિ કરતા એક બાબત

આપણને પ્રત્યક્ષ જણાય છે કે સર્વ જીવાત્માઓ એક સ્થિતિમાં નથી. જ્ઞાનમાં, ગુણમાં, બુદ્ધિમાં ભેદભાવ માલૂમ પડે છે. જ્યારે એક બાજુએ હેમચંદ્રાચાર્ય જેવા અનેક શાસ્ત્રોના રહસ્યના વેત્તા માલૂમ પડે છે, ત્યારે બીજી બાજુએ 'બે ને બે ચાર' જેટલું ગણવાને પણ અસમર્થ એવા આફ્રિકાના જંગલી મનુષ્યો પણ હયાત છે; એક તરફ સ્થૂલિભદ્ર જેવા વિષય વિકારોથી જરા પણ નહિ ડગી સ્થિર ચિત્ત રાખનારા દેખાય છે, ત્યારે બીજી તરફ વિષયાસક્તિ શિવાય અન્ય વસ્તુનું જેને જ્ઞાન નથી તેવા પામર પુરૂષો પણ નજરે પડે છે; પરોપકારને સારૂ લક્ષ્મી, બુદ્ધિ અને છેવટે સ્વજાતનો પણ ભોગ આપનારા નરરત્નો ક્વચિત્ ક્વચિત્ દેખાવ દે છે, ત્યારે કોઇક સ્થળે 'ચમડી તુટે પણ દમડી ન છુટે' એ કહેવતને સાર્થક કરનારા સ્વાર્થમાંજ લુબ્ધ થયેલા મનુષ્યો આપણને મળી આવે છે. અત્રે જણાવેલા બે એકદેશીય (extreme) દૃષ્ટાન્તની સાથે મધ્ય વર્ગના પણ મનુષ્યો દૃષ્ટિએ પડયા વિના રહેતા નથી.

આ ભેદભાવ ઉપરથી આપણને જણાય છે કે મનુષ્યજાતિ એક સ્થિતિમાં નથી. જૂદા જૂદા આત્માઓ ઉન્નતિ ક્રમના વિવિધ પગથીયાં પર ઉભેલા છે. અને તેથી કરીને દરેકની વિચાર કરવાની પદ્ધતિ આપણા સરખીજ હોય તે બનવું અસંભવિત લાગે છે. એકની એક વસ્તુ જૂદા જૂદા રંગના ચશ્માદ્વારા જોતાં જૂદા જૂદા રંગની લાગે છે; તેમ એકનું એક

સત્ય, બુદ્ધિની ભિન્નતાને લીધે, જૂદા જૂદા મનુષ્યોને જૂદી જૂદી રીતે દેખાય છે. માટે આપણાથી જૂદા પ્રકારની વિચાર પદ્ધતિવાળાની નિન્દા કરવા દોરાવું નહિ, પણ તે પદ્ધતિમા કેટલે અંશે સત્ય છે, તે તરફ દૃષ્ટિ રાખવી.

આ રીતે વર્તવાથી સમભાવ જાગૃત થશે. અન્ય પ્રકારની વિચાર પદ્ધતિઓ—મતો તરફ તેમ તેમના અનુયાયીઓ તરફ દ્વેષભાવ ઉત્પન્ન નહિ. થાય, અને સર્વ મનુષ્યો પ્રેમની ગાંઠથી જોડાશે.

આવા સમભાવનું મહત્ત્વ સંબોધસિત્તેરીમાં પ્રથમજ [૧]શ્લોકમાં જણાવ્યું છે કે:—

**सेयंवरो वा आसंवरो वा बुद्धो अन्नो कोऽवा ।**
**समभावभाविअ अप्पा लहइ मुक्खं न संदेहो ॥१॥**

[૧]શ્વેતાંબર હોય કે દિગમ્બર હોય, બુદ્ધ ધર્માનુયાયી હોય અથવા બીજો કોઈ પણ હોય, પણ જેના આત્મામાં **સમભાવ** રમી રહેલો છે તે મોક્ષ મેળવી શકશે એમાં સંદેહ નથી. સમભાવ સાથે જીજ્ઞાસુએ ગુણગ્રાહી થવું.

ગુણગ્રાહીપણાથી અનેક લાભ છે. જે મનુષ્યો અવગુણનેજ જોનારા છે તેઓ તો કોઈ પણ વસ્તુમાં એકાદ અવગુણ જણાતાં તે વસ્તુનો સર્વથા અનાદર કરે છે;પણ આમ કરવામાં તે અવગુણવાળી વસ્તુ જેમાં સારભૂત બીજા અનેક ગુણો રહેલા હતા, તેના પણ લાભ તે ખુએ છે. માટે ગુણગ્રાહી પુરૂષે તો હંસની પેઠે જે સારરૂપ જણાય તે ગ્રહણ કરી બીજાનો

ત્યાગ કરવો. કારણ કે પરની નિન્દા કરવામાં આપણને કિંચિત્ પણ લાભ નથી, પણ તેથી ઉલટું મન અવગુણોના વિચારમાં રમવાથી અવગુણથી રંગાય છે અને તેવું મન પછી અશુદ્ધ વર્તનને પ્રેરનારૂં થાય છે. કારણ કે મનુષ્ય જે વિષયનું ચિન્તન–ધ્યાન કરે છે, તેવો તે થાય છે; એ બાબત શાસ્ત્રોમાં સર્વ સ્થળે જણાય છે. જે મનુષ્ય નિન્દા કરે છે તે પોતાને વાસ્તે સત્ય મેળવવાનાં આત્માનાં અનેક દ્વાર બંધ કરી દે છે. સત્યરૂપી સૂર્ય તો અજ્ઞાનરૂપી વાદળાંને ભેદીને પણ પોતાનો પ્રકાશ કરવા સમર્થ હોય છે, પણ તે સૂર્યને દાખલ થવાના માર્ગમાં પ્રતિબંધ નાંખીએ તો તેમાં ગેરલાભ આપણનેજ છે. તેથી આપણે જ્ઞાનથી વિમુખ રહીએ છીએ, અને મન ક્લેશવાળું અને અસ્થિર બને છે.

જગતમાં પરમાત્મદશા પ્રાપ્ત કરનારા શિવાયના દરેક પુરૂષમાં કાંઈક પ્રકારની ન્યૂનતા રહેલી છે. માટે બીજાની ન્યૂનતા તરફ નજર નહિ કરતાં પોતાનામાં રહેલી ન્યૂનતા શી રીતે દૂર થાય તેવા હેતુથી બીજાનામાં જે લાભકારક અને ગુણકારી હોય તે સર્વથા અંગીકાર કરવું. આ પ્રમાણે જ્ઞાન વધશે, મન નિર્મળ થશે, અને કોઈની સાથે વિરોધ થશે નહિ, અને તેથી રાગદ્વેષનાં કારણો વિનાશ પામશે.

આ બધા ગુણો જ્યારે કોઈ માણસમાં ઘણે ભાગે આવે છે, ત્યારે મુક્તિના માર્ગમાં પગ મૂકવા તે યોગ્ય

થાય છે: આવા મનુષ્યનેજ જ્ઞાનનો ખરો અધિકારી કહી શકાય. એજ પુરૂષ હવે જ્ઞાનમન્દિરના દરવાજા આગળ એક સત્યજીજ્ઞાસુ તરીકે ઉભો રહે છે, કે જે દરવાજો ઉઘડવાથી સત્ય જ્ઞાનમાર્ગે જવાનો તેનો હક્ક થાય છે. આવા અધિકારીનેજ આત્મજ્ઞાનના રહસ્યના ઉપદેશનો અધિકાર મળે છે.

જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર—જીજ્ઞાસુમાં કયા ગુણો ખાસ હોવા જોઇએ તેનું પ્રસંગે પ્રસંગે આ લેખમાં વર્ણન કરવામાં આવ્યું છે; તો પણ અવશેષ રહેલા કેટલાક ગુણો જણાવવાની આવશ્યકતા છે. જીજ્ઞાસુમાં એકાગ્રવૃત્તિ અને ધૈર્યની જરૂર છે. બન્ને પુરૂષો એકજ સમયે એકજ પુસ્તક વાંચતાં માલૂમ પડે છે, પણ તેમાંથી કેટલું તેમની સ્મરણ શક્તિમાં રહે છે, કેટલું તેમના લક્ષમાં આવે છે, તેનો આધાર તેમની એકાગ્રવૃત્તિ પર રહેલો છે. જ્યારે મનુષ્યનું મન એકાગ્ર થાય છે, ત્યારે મનની સર્વ શક્તિ અમુકજ વિષય પ્રતિ દોરાય છે. અને તેથી કરીને સહજમાં તે બાબતનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે. પણ જે મનુષ્યોનાં મન ભટકતાં હોય છે, જેઓને મન ઉપર સંયમ નથી, તેઓને કોઇપણ બાબતનો સંપૂર્ણ ખ્યાલ આવવાને ઝાઝો વખત લાગે છે; માટે જીજ્ઞાસુએ એકાગ્ર થતાં શીખવું જોઇએ અને તેને વાસ્તે સરલ માર્ગ એ છે કે નાનું મોટું ગમે તે કાર્ય આપણે કરવાનું હોય, તેમાં સઘળું મનોબળ લગાડવું. ઘણી બાબતો જે આપણે કરવાની હોય છે

તે નજીવી હોય છે; પણ કેવી રીતે આપણે તે કરીએ છીએ, તે કરવામાં કેવું મન રાખીએ છીએ, અને કેવી શક્તિથી તે અમલમાં મૂકીએ છીએ; તેના ઉપર મનની કેળવણીનો આધાર છે. માટે કેવું કાર્ય છે તેનો વિચાર નહિ કરતાં દરેક કાર્યમાં પૂર્ણ મન લગાડવું. આવી રીતે ઘણીવાર પ્રયત્ન કરવાથી, મનની એકાગ્રતા પમાશે, કારણ કે મન ઘણું ચંચળ છે. અર્જુન જેવાને મનની ચંચળતા ડગમગાવતી હતી. અભ્યાસ શિવાય મનને એકાગ્ર કરવાનો બીજો રાજમાર્ગ નથી. માટે ખંતથી દરેક બાબતમાં મનને એકાગ્ર કરતાં શીખવું.

નાની તેમજ મોટી દરેક બાબતમાં થવાય એટલા સંપૂર્ણ થાઓ. આ ઉપરથી એ સમજવાનું છે કે આપણે જે બાબતનો વિચાર કરતા હોઇએ અથવા જે કાર્યમાં રોકાયા હોઇએ તે શિવાય અન્ય બાબતોના વિચારને તે સમયે મનમાં સ્થાન ન આપવું. આ રીતે મન એકાગ્ર થશે, અને એકાગ્ર થયેલા મનદ્વારા મનુષ્ય સહજમાં ઘણું જ્ઞાન પ્રાપ્ત કરી શકશે.

બીજો ગુણ ધૈર્યનો છે. અનેક મુશીબતો—સંકટો આપત્તિઓમાં પસાર થયા પછી જ્ઞાનની ઝાંખી થાય છે. જે મનુષ્યને ધૈર્ય નથી, તે સ્હેજ વિઘ્ન આવતાં કંટાળી પોતાનો પ્રયાસ મુકી દે છે અને આળસમાં કાળ વ્યતીત કરે છે. પણ જ્ઞાનના અભિલાષીએ સૃષ્ટિમાં જે જે બનાવો બને, જે કાંઇ થાય તે બધાનું અવલોકન કરવું. અવલોકન કીધાથી જે કાંઈ મળી આવે તેને એક બીજા સાથે સરખાવી તેમાં એક બીજા

સાથે કાંઈ મળતાપણું અથવા સંબંધ છે કે નહિ અને છે તો શું છે તે તપાસવું. અને કયા નિયમને અનુસરી એ બનાવો બને છે તે શોધી કહાડવું એ જરૂરનું છે. સૃષ્ટિના પદાર્થના જ્ઞાનથી આ પ્રમાણે જે કાંઇ અનુમાન પ્રાપ્ત થાય તેની સિદ્ધતા તપાસવા માટે તેનો દરેક અપેક્ષાથી વિચાર કરવો, અને સૃષ્ટિમાં બનતા એવાજ બનાવો એજ નિયમને અનુસરી બને છે કે કેમ તે જોવું અને પછી જો તે ખરૂં ઠરે તો તેને સૃષ્ટિના એક સિદ્ધાન્ત રૂપ માનવો. પદાર્થ વિજ્ઞાન પ્રાપ્ત કરવાને આ પ્રમાણે ઘણીજ ધીરજ અને બારીક અવલોકનની જરૂર છે. સત્યના ઉપાસકમાં આવી ધીરજ હોવી જોઇએ. જ્યાં સુધી કોઈ પણ બાબતમાં શંકા લાગતી હોય ત્યાં સુધી તેને સત્ય તરીકે નહિ સ્વીકારતાં તે સંબંધી અન્ય વિદ્વાનો શું કહે છે તે વિચારવાની આવશ્યકતા છે, અને આ સર્વ બાબતમાં શ્રમ અને ધૈર્યની જરૂર છે. પોતાના પ્રયત્નમાં નિષ્ફળ જવાય તો પણ ધૈર્ય રાખી પ્રયત્ન કરવો; અને સત્ય પ્રયત્ન કરનારને અન્તે વિજય મળે છે. કવિ કાલિદાસના શબ્દોમાં કહીયે તો **निर्वाणाय तरूच्छाया तमस्य हि विशेषतः** ઝાડની છાયા આરામ આપે છે પણ તાપથી તપેલાને વધારે વિશ્રાન્તિ આપે છે. તેમ જ્ઞાન સર્વથા આનન્દદાયક છે પણ ધૈર્ય અને શ્રમથી પ્રાપ્ત કરનારને તે વિશેષ આનંદ, સુખ અને આત્મવિશ્વાસનું કારણ થાય છે. માટે જીજ્ઞાસુમાં ધૈર્યની પણ જરૂર છે.

હવે આત્મદર્શન રૂપ કેવળજ્ઞાન પ્રાપ્ત કરવાના ક્યાં સાધનો છે તેનો વિચાર કરવાની જરૂર છે. જ્ઞાનના એક રીતે બે ભેદ છે. 'પરોક્ષજ્ઞાન,' અને 'અપરોક્ષ જ્ઞાન.' પરોક્ષજ્ઞાન તે બુદ્ધિનો–મગજનો વ્યાપાર છે; અપરોક્ષજ્ઞાનને અનુભવ જ્ઞાન પણ કહેવામાં આવે છે. પરોક્ષજ્ઞાનવાળાને હજુ ઘણું કરવાનું છે. એની સ્થીતિ સમુદ્રની પાર ઉતરવા માટે નૌકામાં પગ મૂકવા—બેસવા તૈયાર થયેલા છતાં હજુ સમુદ્ર કાંઠેજ ઉભેલા મનુષ્યના જેવી છે. જેમ કોઈ મનુષ્ય જાણતો હોય છે કે આ પ્રમાણે વ્યાપાર કરવાથી અમુક પ્રકારનો લાભ થશે, પણ તે પ્રમાણે પ્રવૃત્તિ ન કરે તો ઈચ્છિત લાભ પ્રાપ્ત કરી શકે નહિ, અને જેમ શ્રી બુદ્ધના એક ઉપદેશમાં કથન કર્યા પ્રમાણે સ્હામા કાંઠાનું હજારવાર નામ પોકારવાથી સ્હામે કાંઠે પહોંચાતું નથી પણ ત્યાં પહોંચવા સારૂ નાવમાં બેસી હલેશાં મારતાં જવુંજ જોઇએ, તેજ રીતે કેવળજ્ઞાન, સર્વજ્ઞપણું અને આધ્યાત્મિક દશા એ નામનો ઉચ્ચાર કરવાથી તે મળી શકે નહિ; તે વાસ્તે સાધન અને પ્રયાસની જરૂર છે.

આ સાધન તે કર્મ ? કે જ્ઞાન ? કે ઉભય ? કેવળ કર્મ જેમાં જ્ઞાનનો એક અંશ પણ નથી એવા કર્મ માત્રથી આત્મદશા પ્રાપ્ત થાય, એ પક્ષ તો સ્પષ્ટ રીતે યુક્તિહીન છે. જૈન તત્ત્વજ્ઞો અને રામાનુજાચાર્ય વગેરે મહાન્ પુરૂષો કર્મ અને જ્ઞાન બન્નેની આવશ્યકતા સ્વીકારે છે. **ज्ञानाक्रियाभ्यां मोक्षः** જ્ઞાન અને ક્રિયા

બન્ને વડે મોક્ષ પ્રાપ્ત થાય છે. આ સિદ્ધાન્તને 'જ્ઞાનકર્મ સમુચ્ચયવાદ' કહે છે. કારણ કે પહેલાં જણાવી ગયા તેમ જ્ઞાન પ્રાપ્તિ નિમિત્તે ચિત્ત શુદ્ધિની જરૂર છે, અને તે ચિત્તશુદ્ધિ શુદ્ધકર્મવડે થાય છે અને આ રીતે શુદ્ધ થયેલા ચિત્તદ્વારા જ્ઞાન પ્રાપ્ત કરીને પણ તેને વર્તનમાં મુકવાની જરૂર છે; કારણ કે ખરૂં જ્ઞાનતો ત્યારે જ કહી શકાય કે જ્યારે તે પ્રમાણે વર્તન થાય. કહ્યું છે કેઃ—

જાણ્યું તો તેનું ખરૂં, મોહે નવિ લેપાય.
સુખ દુઃખ આવે જીવને, હર્ષ શોક નવિ થાય.

જ્ઞાન પ્રાપ્તિસારૂ મનઃશુદ્ધિની આવશ્યકતા આપણે વિચારી ગયા; પણ જો કોઇ એવાં હૃદયો હોય કે જે જન્મથીજ શુદ્ધ હોય, અને જેની શુભ વાસના જોતાં એનાં શુભકર્મ પૂર્વજન્મનાંજ માની લેવાં જોઇએ–તેને કર્મની આવશ્યકતા નથી. તેવું હૃદય જ્ઞાન પ્રાપ્ત કરવાને યોગ્ય છે. પણ પ્રશ્ન એવો ઉત્પન્ન થાય છે કે જેણે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેને શું નીતિના નિયમોનું બન્ધન નથી રહેતું ? નથીજ રહેતું—બન્ધન નથી રહેતું, નહિ કે નીતિના નિયમો નથી રહેતા. અજ્ઞાની મનુષ્યો જે નિયમો શ્રમ કરીને પાળે છે, એજ નિયમો એનામાં સ્વાભાવિક સિદ્ધ થઈ રહે છે. પુષ્પમાંથી સુવાસ સ્ફુરે તેમ એના આત્મામાંથી નીતિ સ્ફુર્યા કરે છે. જ્ઞાનમય આત્મામાંથી નીતિ–શુદ્ધકર્મ સ્વાભાવિક રીતે પ્રકટે છે.

કેવળ આ કર્મ અને (જ્ઞાન પ્રાપ્ત કરવાના સાધનરૂપ) ચિત્તશુદ્ધિને સારૂ કરેલા કર્મ વચ્ચે એક પ્રકારનો ભેદ છે તે સમજવાની જરૂર છે. જ્ઞાનની સ્થિતિ પ્રાપ્ત કરવામાં જે ગુણો અને કર્મો પૂર્વે **સાધનરૂપે** હતાં, તે હવે તેના જ્ઞાનના સ્વાભાવિક **પરિણામરૂપે** આવિર્ભાવ પામે છે,—પ્રકટ થાય છે.

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ રીતે: સિદ્ધ થાય છે કે અપરોક્ષ (ખરા) જ્ઞાનીને કાંઈ કરવાનું રહેતું નથી, અને જે જે આચરણ થાય છે તે તેના જ્ઞાનમાંથી સ્વાભાવિક રીતે સ્ફુરે છે.

આ બાબત અપરોક્ષ અથવા અનુભવ જ્ઞાનની કહેવામાં આવી છે. અને તેવું જ્ઞાન ધરાવનારા મનુષ્યો અહર્નિશ અંતઃકરણપૂર્વકજ બોલે છે અને આચરે છે. પણ કેટલાક મનુષ્યો એવા હોય છે કે જેઓ અધ્યાત્મ વિદ્યાનો ડોળ રાખે છે, જ્ઞાનની મોટી મોટી વાતો કરે છે, અને આત્મા તો નિર્લેપ છે એમ જણાવી અધ્યાત્મવાદના પડદા પાછળ અનેક પ્રકારનાં કુકૃત્યો કરતા જણાય છે અને ઇંદ્રિયોના વિકારોને સ્વાધીન વર્તતા દેખવામાં આવે છે. કહ્યું છે કે—

**गतमोहाधिकारिणामात्मानमधिकृत्य या ।**
**प्रवर्तते क्रिया शुद्धा तदध्यात्मं जगुर्जिनाः ॥**

મોહનો ત્યાગ કરનારની આત્માને ઉદ્દેશીને જે શુદ્ધ ક્રિયા થાય તેનેજ જીનેશ્વરો અધ્યાત્મ કહે છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે ઉપર જણાવેલું જ્ઞાન તે કોઈ રીતે અધ્યાત્મના પવિત્ર નામને યોગ્ય નથી તે. તો કેવળ **પરોક્ષજ્ઞાન** છે, અને તે બુદ્ધિનો વ્યાપાર છે. માટે તેવા જ્ઞાનની સાથે તો સદ્વર્તનની આવશ્યકતા છે એ નિઃસંદેહ છે; કારણ કે કુટુમ્બના, સંસારના કે કોમના સુખને ખાતર ખીલેલી **મનશક્તિ** કરતાં **સદ્દગુણો** વધારે જરૂરના છે. આમ સહેજ વિચાર કરનારને પણ જણાશે. ગેસ્ટેવલીઓ નામનો વિદ્વાન લખે છે કે ગમે તે પ્રજા તરફ દૃષ્ટિ કરો તો તેની પડતીનું મુખ્ય કારણ લોકના વર્તનમાં બગાડજ છે. જ્યાં ધર્મભાવના નાશ પામી ત્યાં પડતીનાં બીજ રોપાયાં.

બુદ્ધિની ખામીથી જે નાશ થાય, તેના કરતાં હલકા વર્તનથી વધારે નાશ થાય છે; અને જે જ્ઞાન કેવળ બુદ્ધિનું છે તેની સાથે સાથે પણ અનીતિ જણાય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. પ્રાચીન તેમજ અર્વાચીન ઇતિહાસ તેના અનેક પુરાવા પુરા પાડે છે. સામાન્ય મનુષ્ય જેટલું નુકશાન કરી શકે તેના કરતાં કેળવાયેલો પણ ધર્મ અને નીતિભાવના વિનાનો મનુષ્ય વધારે નુકશાન કરી શકે છે.

કોઈ પણ કાર્ય આપણે કરીએ, તે પ્હેલાં તે સંબંધી વિચારો ઉત્પન્ન થાય છે, અને તે વિચારની પણ પૂર્વે સ્વાર્થી યા પરમાર્થી ઈચ્છા રહેલી છે. કોઈ પણ જાતની ઈચ્છા હૃદયમાં ઉત્પન્ન થતાં તેને તૃપ્ત કરવાને વિચારશક્તિ યોજના ઘડે છે, અને પછી તે અમલમાં

મૂકાય છે. ઈચ્છા વિચાર અને કાર્યની આ પ્રમાણે સાંકળ છે, જેના અંકોડા એક બીજા સાથે જોડાયેલા છે. કાર્યનો આધાર ઇચ્છા, લાગણીઓ, વૃત્તિઓપર રહેલો છે. માટે મનુષ્ય સારાં સારાં કાર્યો કરે તે સારૂ તેની વૃત્તિઓને શુદ્ધ બનાવવાની જરૂર છે. અને તે ઉપરથી એ સિદ્ધ થાય છે કે માનસિક કેળવણથી પણ વધારે અગત્યતા ધરાવનાર વૃત્તિઓની શુદ્ધતા છે. આપણી વૃત્તિઓ શુદ્ધ થાય અને આપણી લાગણીઓ પરમાર્થી થાય તે માટે ધાર્મિક અને નૈતિકજ્ઞાનની જરૂર છે. શાળાઓમાં જે જ્ઞાન મળે છે તેથી મગજ ખીલે છે, પણ તેની સાથે સાથે જો ઉત્તમ પ્રકારનું ધાર્મિક શિક્ષણ આપવામાં આવે તો કેળવણીના જે અંગમાં ન્યૂનતા છે, તે પૂરી પડે અને મનુષ્ય સંપૂર્ણ રીતે કેળવાય.

વિદ્યા ઉપર એ આક્ષેપ મુકવામાં આવે કે વિદ્યા મનુષ્યને સ્વાર્થી બનાવે છે. વિદ્યા વિવેકશક્તિને જાગૃત કરે છે; પણ ધાર્મિક જ્ઞાનના અભાવે તે વિવેકશક્તિ ઘણેભાગે સ્વાર્થ સાધવામાંજ વપરાય છે; માટે તે આક્ષેપ દૂર કરવાને મનુષ્યની લાગણીઓને કેળવવી જોઇએ. અને તેને સારૂ ધાર્મિક બોધ એજ પરમ સાધન છે. ધર્મથી મનુષ્ય નીતિવાન્ થાય છે. કારણ કે જેમ સઘળા દુર્ગુણોનું મૂળ સ્વાર્થ છે, તેમ સઘળા સદ્ગુણોનું મુળ ધાર્મિક ભાવનાને લીધે ઉપજતો પરમાર્થ છે. કારણ કે ધર્મશાસ્ત્રો તો સર્વથા કહે છે કેઃ—

आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ॥
मित्ति मे सव्वभूएसु वेरं मज्झ न केणइ ॥
आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पश्यति ॥
परोपकाराय सतां विभूतयः ॥

"પોતાને જે પ્રકિકૂળ હોય તે બીજા પ્રત્યે ન આચરવું" "મારે સર્વ સાથે મૈત્રી છે. કોઇપણ સાથે શત્રુતા નથી" "પોતાના આત્માના જેવો બીજાને જુએ છે તેજ ખરૂં જુએ છે." "સારા મનુષ્યોની સંપત્તિ પરોપકારને વાસ્તેજ છે." માટે ધાર્મિક જ્ઞાનની વૃદ્ધિ કરવી. પણ ધાર્મિક જ્ઞાન પ્રાપ્ત કરવામાં સાધનભૂત જે માનસિક વિદ્યા છે તેનો કદાપિ તિરસ્કાર કરવો નહિ.

ખરૂં જ્ઞાન તેજ કહી શકાય કે જે પ્રમાણે વર્તન થાય. જેમ ગધેડો ચંદનનો ભાર વહન કરે, પણ સુગંધીને પામે નહીં, જેમ કડછી જૂદા જૂદા રસવાળા ભોજનોમાં બોળવામાં આવે પણ તેથી તેની તૃપ્તિ થાય નહિ; તેમ અમુક ઉચ્ચ બાબતો જાણે પણ તે પ્રમાણે વર્તન રાખવામાં ન આવે તો તેથી ઝાઝો લાભ થાય નહિ કહ્યું છે કે:-

तत्कर्म यन्न बन्धाय सा विद्या या विमुक्तये ।
आयासाय परं कर्म विद्यान्या शिल्पनैपुण्यम् ॥

તેજ કર્મ કે જેથી બન્ધ ન થાય, અને તેજ વિદ્યા કે જે મુક્તિ પમાડે. બીજાં કર્મો ફક્ત પરિશ્રમ

ઉપજાવનારાં છે અને બીજી વિદ્યા ફક્ત શિલ્પ શાસ્ત્રમાં પ્રવીણુતા તુલ્ય છે. વળી કહેવાય છે કે:—

**विद्यया विनयोत्पत्तिः सा चेदविनयावहा ।**
**किं कुर्मः कं प्रतिब्रूमः गरदायां स्वमातरि ॥**

જે પરંપરાએ મોક્ષના કારણભૂત છે તે વિનયની દાતા વિદ્યા છે, પણ વિદ્યાને લીધે જો ગર્વ ઉદ્‌ભવ પામે, જો પોતાની માતા ઝેર આપે, જો વાડજ ચીભડાં ચોરે તો શું કરીએ અને કોને કહીયે?

## ચારિત્ર અને ધન.

જ્ઞાન પ્રાપ્ત કર્યાં છતાં, વસ્તુનું સ્વરૂપ યથાર્થ જાણ્યા છતાં, તેવા પ્રકારનું આચરણ જણાતું નથી, તેનું શું કારણ? જેવું વાવીશું તેવું લણીશું, આપણાં દુષ્ટ કર્મનાં ફળ આપણેજ ભોગવવાં પડશે, આગામી ભવમાં કર્મ પ્રમાણે ફળ મળશે એમ વારંવાર ઉચ્ચાર કરવા છતાં મનુષ્યો શા સારૂ અનેક પ્રકારનાં કુકૃત્યો કરતા હશે? શા સારૂ ધનની લાલસા તૃપ્ત કરવાને અઘટિત કાર્ય કરતાં ડર ખાતાજ નહિ હોય? શા સારૂ છળકપટમા રમી બીજા મનુષ્યોને છેતરવા તથા હેરાન કરવા મથતા હશે? ટુંકમાં શા સારૂ જ્ઞાન પ્રમાણે વર્તન થતું નહિ હોય? પ્રશ્ન અતિ ગહન પણ ઉપયોગી છે; કારણ કે તેના નિરાકરણથી શુદ્ધ માર્ગે ચાલવાને મનુષ્યને ખરેખરૂં પ્રોત્સાહન મળશે.

પોતાની જીંદગીનું સાર્થક શેમાં રહેલું છે, પોતાના

જીવનનો ઉદ્દેશ શો છે અને તે ઉદ્દેશ અથવા હેતુ શી રીતે પાર પડે, તે પર મનુષ્યો વિચાર કરતા નથી; પણ ધનની લાલસા અને તે કેવા પ્રકારે તૃપ્ત થાય, તેનાં સાધનો શોધવામાંજ જીવતરનું સાર્થક માનતા માલૂમ પડે છે.

આ શરીર તેમને મન સર્વસ્વ છે, તેથી શરીરનું કેવી રીતે લાલન પાલન કરવું, અને તે કરવાના સાધનભૂત ધનની પ્રાપ્તિ કેવી રીતે કરવી, એ જગતમાં ઘણા જનોને જીવન ઉદ્દેશ જણાય છે. ઉચ્ચ વર્તન-ચારિત્ર જે આત્માનો સ્વાભાવિક ગુણ છે અને મરણ સમયે જે તેની સાથે જનાર છે, તે કેવળ ગૌણપદ ધારણ કરતું જણાય છે. જે પૌદ્ગલિક ( જડ ) અને નાશવંત છે તે ધનની પ્રાપ્તિ અને તેને લીધે મળતી કીર્તિ આગળ ઉચ્ચ જીવન ગાળવાનો પ્રયાસ આવા પુરૂષોના વિચાર પ્રમાણે કેવળ તુચ્છ અને હલકો છે. આ પ્રમાણે તેઓ પ્રધાન વસ્તુને ગૌણપદ આપે છે અને ગૌણ વસ્તુને પ્રધાનપદ આપે છે. જે કેવળ આ જીંદગીમાંજ ઉપયોગ લાગવાનું છે, તે મુખ્ય જણાય છે, ત્યારે નિરંતર આત્માની સાથે સંબંધ ધરાવનાર તે ગૌણ ગણાય છે. આવા વિપર્યાસને લીધે, જીવન ઉદ્દેશનો બરોબર ખ્યાલ નહિ આવવાને લીધે જે ક્ષણિક વસ્તુ છે તે મહત્ત્વનું રૂપ ધારણ કરે છે અને તે પ્રાપ્ત કરવાને મનુષ્યો કુકૃત્યો અને અધર્માચરણ આદરે છે, ન બોલવાનું બોલે છે, ન કરવાનું

કરે છે, અને ન વિચારવાનું વિચારે છે. ધન, કીર્તિ અને વૈભવ તથા ચાંદ મરણ સમયે મનુષ્યની સાથે ગયા નથી, જતા નથી, અને ભવિષ્યમાં જશે પણ નહિ. તેની સાથે જનાર તો તેના શુદ્ધ અથવા અશુદ્ધ વિચારો અને સારૂં અથવા નરસું ચારિત્ર છે. જો આમજ હોય, અને જેમ ધર્મશાસ્ત્રો પોકારી પોકારીને પ્રતિપાદન કરે છે તેમ મનુષ્યનું ચારિત્ર એજ જીવની શાશ્વત દોલત હોય, તો પછી તે દોલતના ભોગે ક્ષણિક દોલત પ્રાપ્ત કરવા મથવું એ કેવું અઘટિત છે? એ કેટલું અવિચારી કાર્ય છે? સામાન્ય મનુષ્યોને મન ક્ષણિક બ્હારની દોલત બહુ મ્હોટી જણાય છે તેથી તે પ્રાપ્ત કરવાને ગમે તેવાં કાર્ય કરવાં પડે, ગમે તેવાં છળકપટ આદરવાં પડે, ગમે તેવા આત્મા અને તેના શુદ્ધ ચારિત્રને મલિન કરનારા પ્રયાસો સ્વીકારવા પડે, તો તેને વાસ્તે તે તૈયાર હોય છે.

લક્ષ્યબિંદુ જગતની કીર્તિ અને ધન હોવાથી, તેની પ્રાપ્તિ એજ મોટામાં મોટી ફતેહ તેને મન ભાસે છે; અને તેથી તેના પ્રયત્નોથી આત્મિક ગુણોની મલિનતા થાય છે કે નહિ તે પર તેનું ધ્યાન દોરાતું નથી. પણ ધર્માર્થી જીવે તો આત્માની ઉન્નતિ અને તેના કારણ ભૂત શુદ્ધ ચારિત્રનેજ જીવનનો ઉદ્દેશ સમજવો જોઈએ.

ચરિત્ર–વર્તન લક્ષ્મી કરતાં આટલું શ્રેષ્ઠ છે એ બાબત નિર્વિવાદપણે લોકો સ્વીકારતા જણાય છે, તો

પણ લોકોનો વ્યવહાર તપાસતાં સહજ જણાય છે કે ચારિત્ર કરતાં ધનને મનુષ્યો વધારે વજન આપે છે. તેનું એક કારણ ઉપર જણાવવામાં આવ્યું છે તે શિવાય બીજાં પણ કારણો છે. નજદીકની વસ્તુ ન્હાની અને નજીવી હોય તે છતાં આપણી ચર્મચક્ષુને તે મ્હોટી અને અગત્ય ધરાવનારી ભાસે છે, અને દૂરની વસ્તુ મોટી અને અગત્યની હોય તો પણ ન્હાની અને નિરર્થક જણાય છે. તેજ નિયમ પ્રમાણે ધન–લક્ષ્મી વસ્તુતઃ ક્ષણિક અને નિર્માલ્ય છતાં ધન અને તેનાથી મળી આવતી બાહ્ય આડંબર અને ઝગઝગાટ વાળી વસ્તુઓ નિરંતર આપણી ચર્મચક્ષુ અને કલ્પનાશકિત આગળ ખડી રહેવાને લીધે, તેમજ તે વસ્તુઓ અલ્પ પ્રયાસથી પ્રાપ્ત થઈ શકિત હોવાથી લોકો તે તરફ સહજ દોરાય છે. પરંતુ ઉંચ પ્રકારનું વર્તન બાંધવાથી થતો લાભ હાલના જન સમાજમાં મળી આવતા વણિક બુદ્ધિના મનુષ્યોને ધન અને તેના લાભની માફક બાહ્ય આડમ્બરથી આકર્ષણ કરે તેવો નથી, તેમજ તેની પ્રાપ્તિ બહુ દુષ્કર અને આત્મબળની અપેક્ષા રાખે છે, માટે તે તરફ લોકોની પ્રવૃત્તિ ન થાય અથવા ઓછી થાય તે સ્વાભાવિક છે.

સામાન્ય લોકો ગમે તેવા ધોરણથી મનુષ્યના ચારિત્ર અને ધનને માપે પણ મૃત્યુ પછી તો આત્મ-ઋદ્ધિની અપેક્ષાએ શ્રીમન્ત પણ ચારિત્ર વગરનો લ-ક્ષ્મીનો સદ્ વ્યય નહિ કરનાર માણસ એક ગરીબ

ભિખારી જેવો જણાય છે; ત્યારે ઉંચ પ્રકારના ચા-
રિત્રવાળો નરરત્ન નિર્ધન છતાં તેની ચારિત્ર રૂપી
દોલતથી ધનાઢય માલુમ પડે છે. કારણ કે સ્થુળ
લક્ષ્મી મરણના ઝાંપાની પેલીમેર જઇ શકિત નથી,
પણ ચારિત્રજ સાથે આવે છે, અને તે તેની સ્થાયી લક્ષ્મી
છે. માટે દરેક ક્ષણિક વસ્તુના ભોગે પણ ઉચ્ચ પ્રકા-
રનું ચારિત્ર–વર્તન રાખતાં શિખવું; એજ આ કથનનું
રહસ્ય છે.

જ્ઞાનથી પ્રાપ્ત થતા ઉત્તમ ચારિત્ર અને ધનને
સરખાવીને બેમાંથી કયું વધારે સ્થાયી છે તે કહ્યું.
ઉચ્ચ જ્ઞાન સર્વથા શુદ્ધ ચારિત્રના કારણ ભૂત છે.
દીપક કરતાં પણ જ્ઞાન વધારે પ્રકાશિત છે. બાહ્યસા-
ધનની અપેક્ષા વિના જ્ઞાન પ્રદીપ સ્વયં પ્રકાશે છે.
જ્ઞાની અને અજ્ઞાનીનો ભેદ દર્શાવી જ્ઞાનનું માહાત્મ્ય
બતાવતાં શ્રીમદ્ શુભચંદ્રાચાર્ય જ્ઞાનાર્ણવમાં લખે
છે કેઃ—

यज्जन्मकोटिभिः पापं जयत्यज्ञस्तपोबलात् ।
तद्विज्ञानी क्षणार्द्धेन दहत्यतुलविक्रमः ॥ २२ ॥
वेष्टयत्यात्मनात्मानमज्ञानी कर्मबन्धनः ।
विज्ञानी मोचयत्येव प्रबुद्धः समयान्तरे ॥२३॥
निरालोकं जगत्सर्वमज्ञानतिमिराहतम् ।
तावदास्ते उदेत्युच्चैर्न यावज्ज्ञानभास्करः ॥२४॥

અર્થઃ–અજ્ઞાની મનુષ્ય કરોડો જન્મ ધારણ કરી

તપના પ્રભાવથી જે પાપને જીતે છે, તે અતુલ પરાક્રમવાળો જ્ઞાની અર્ધી ક્ષણમાં ભસ્મ કરી શકે છે. અજ્ઞાની, આત્માને પોતે કર્મરૂપી બંધનથી બાંધી લે છે; પણ આત્મા અનાત્માનો ભેદ જાણનાર જ્ઞાની તે સમયે સાવધાન રહી પોતાના આત્માને કર્મથી મુક્ત કરે છે.

જ્યાં સુધી જ્ઞાન રૂપ સૂર્યનો ઉદય થયો નથી, ત્યાં સુધીજ સમસ્ત જગત અજ્ઞાનરૂપ અંધકારથી આચ્છાદિત રહે છે; સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થતાં સર્વ પ્રકારની માયા—અજ્ઞાન અદ્રશ્ય થાય છે, અને વસ્તુનું યથાર્થ સ્વરૂપ સમજાય છે.

ધર્મશાસ્ત્રોમાં વર્ણવેલા વિષયો—જગતનું સ્વરૂપ, કારણ કાર્યનો—કર્મરૂપ—અચળ નિયમ, કર્મ પ્રમાણે પુનર્જન્મમાં થનારી સ્થિતિ—આત્માનું અમરત્વ—આપણી અલ્પ બુદ્ધિથી એકદમ ન સમજાય તે સ્વાભાવિક છે; અતીંદ્રિય વિષયો લૈકિકજ્ઞાનથી ન જણાય તે સહજ સમજાય તેમ છે; તો તેવા વિષયોમાં તકરારો નહિ ચલાવતાં, અને મિથ્યા વિતંડાવાદ નહિ કરતાં હાલ જે થોડું ઘણું પ્રાપ્ત થયું હોય તદનુસાર વર્તન રાખવું. જે મનુષ્યો પોતાને મળેલા જ્ઞાન પ્રમાણે આચરણ રાખે છે, તેઓ વિશેષ જ્ઞાનના અધિકારી થાય છે. આ પ્રમાણે વર્તતાં વર્તતાં, ઘણી બાબતોનું અપરોક્ષજ્ઞાન અથવા અનુભવજ્ઞાન થાય છે. જે બાબતો પૂર્વે વિસ્મયકારી અથવા ચમત્કારી ભાસતી હતી, તે હવે

કુદરતના, તે વખતે નહિ જણાયલા, કોઈ સ્વાભાવિક નિયમાનુસાર થતી જણાય છે. પૂર્વે જે રીવાજ વહેમરૂપ ભાસતો હતો, તેની અંદર વધારે જ્ઞાન પ્રાપ્ત થતાં ગુપ્ત ઉચ્ચ આશય રહેલો સમજાય છે.

માટે આપણી અલ્પ શક્તિથી ન સમજાય તેવા ગહન સિદ્ધાન્તોનો અનાદર ન કરતાં, તેમજ તેની નિંદા કરવામાં મિથ્યા કાળક્ષેપ નહિ કરતાં, જે સત્ય રૂપ લાગ્યું હોય તેને વ્યવહારમાં મુકવા યથાશક્તિ પ્રયત્ન કરવો. આ બાબતમાં સ્વામી વિવેકાનંદ લખે છે કેઃ—

These are the truths of the sages of all countries of all ages, men pure and unselfish who had no motive but to do good to the world. They all declare that they have found some truth higher than the senses can bring to us, and they challenge verification. They say to you take up the method and practise honestly, and then if you cannot find higher truth, you will have the right to say there is no truth in the claim, but before you have done that, you are not rational in denying the truth of these assertions.

સઘળા જમાનાના અને સઘળા દેશોના નિઃસ્વાર્થી અને પવિત્ર મનુષ્યો જેમનો જગતના કલ્યાણ શિવાય અન્ય ઉદ્દેશ ન હતો, તેમણે સત્યો જણાવેલાં છે. પાંચ

ઈંદ્રિયોથી મળી શકે તેનાં કરતાં ઉચ્ચ પ્રકારનું જ્ઞાન તેઓને મળ્યું છે એમ તેઓએ જણાવ્યું છે. અને તેની સત્યતા પૂરવાર કરી શકાય તેમ છે, તેમ તેઓ બીજાઓને આગ્રહપૂર્વક જણાવે છે. તેઓ કહે છે કે ધર્મશાસ્ત્રોએ બતાવેલો માર્ગ ગ્રહણ કરો, અને ખરા હૃદયથી તે પ્રમાણે વર્તો, અને તે પછી પણ જો ઉચ્ચ પ્રકારનું જ્ઞાન તમને પ્રાપ્ત ન થાય તો તેઓનું કથન નાપાયાદાર છે એમ કહેવાનો તમને હક છે. પણ જ્યાં સુધી તમે તે પ્રમાણે વર્તો નહિ ત્યાં સુધી તેઓએ શીખવેલા સત્યનો તિરસ્કાર કરવો એ કેવળ યુક્તિહીન છે. આ ઉપરથી એમ કહેવાનો આશય નથી કે દરેક વાત અંધશ્રદ્ધાથી માનો; કારણ કે સત્ય કયા દ્વારથી મળશે તે કોણ કહી શકે ? માટે શુદ્ધ કાર્યો, શુદ્ધ વિચારો અને શુદ્ધ ઈચ્છાઓ રૂપ–શુદ્ધ ચારિત્ર પાળો અને રાજ-યોગના માર્ગમાં આગળ વધવા યત્નશીળ થાઓ; એટલે આત્મા જે જ્ઞાનસ્વરૂપી છે, તે જ્યોતિ રૂપે પ્રકાશિત થશે અને પોતાની મેળેજ અજ્ઞાનનો પડદો ચીરી નાંખી સૂર્ય માફક ઝળકશે.

આ લેખમાં પ્રથમ જ્ઞાનનું માહાત્મ્ય તે મેળવવાના વિવિધ માર્ગ–ગ્રન્થ,સદ્‌ગુરૂ,સત્સમાગમ,દેશાટન,રાજયોગ વિગેરે–જ્ઞાન અને ચારિત્ર વચ્ચેનો સંબંધ; અને છેવ-માં જ્ઞાન પ્રમાણે વર્તન શી રીતે થાય તે યથાશક્તિ જણાવવામાં આવ્યું છે. વિષય એટલો ગહન છે કે તેના પર જેટલું લખવામાં આવે તેટલું ઓછું ગણી શકાય; માટે આ લેખમાંથી જે સારભૂત જણાય તે ગ્રહણ કરવું.

જ્ઞાનના અધિકારી થવાય તે સારૂ ધર્મ શાસ્ત્રોએ જણાવેલા પ્રથમ સામાન્ય નીતિના માર્ગે ચાલી આગળ ઉપર રાજયોગ-અધ્યાત્મ જ્ઞાનના વિકટ પણ શુદ્ધ માર્ગે પ્રવર્તવું.

છેવટમાં સંપૂર્ણજ્ઞાન સ્વરૂપી પરમાત્માને નમસ્કાર કરી આ લેખ સંપૂર્ણ કરવામાં આવે છે.

**ऋषभो नाभिसूनुर्यो भूयात्स भविकाय वः ।**
**यज्ज्ञानसरसि विश्वं सरोजमिव भासते ॥**



## પ્રકરણ ૨ જું.

# જ્ઞાન અને યોગ.

'યોગ' વિશ્વદ્રષ્ટિ, 'ધ્યાન', ' અને 'સમાધિ' એ શબ્દો ઘણાના મુખે સાંભળવામાં આવે છે. અને તે પ્રાપ્ત કરવાના વિવિધ માર્ગો પણ એક યા બીજી રીતે દર્શાવવામાં આવે છે. કેટલાક એમ પ્રતિપાદન કરે છે કે એક ધોળા કાગળ ઉપર કાળું ટપકું કરી તે પર દૃષ્ટિ સ્થિર કરવાથી સમાધિ થશે અથવા અમુક પ્રકારના ઔષધનું સેવન કરવાથી આવી સ્થિતિ પ્રાપ્ત થશે. વળી એક પ્રકારના પારદર્શક ગોળા પર આંખને સ્થિર કરવાથી તન્દ્રાવસ્થા પ્રાપ્ત થશે આ પ્રમાણે બાહ્ય સાધનો દ્વારા વિશ્વદ્રષ્ટિ, ધ્યાન અથવા યોગ જેવી ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત

કરવા અનેક ઉપાયો સૂચવાય છે, અને આ માર્ગથી અજ્ઞાન પણ રિદ્ધિ સિદ્ધિ મેળવવાના ઉત્સુક લોકો આનું રહસ્ય સમજ્યા વિના તે માર્ગે દોરવાય છે.

ઉપર જણાવેલી બધી રીતો જોખમ ભરેલી છે, એટલુંજ નહિ પણ તેમાંથી મળતું ફળ ઘણુંજ નજીવું હોય છે. આ બધી રીતોમાં ઉપાસકનું ચારિત્ર તથા માનસિક શકિત કેવા પ્રકારની છે, તે ઉપર તદ્દન દુર્લક્ષ આપવામાં આવે છે. ઉપર કહેલી રીતિઓથી પણ કોઈ મનુષ્ય સૂક્ષ્મ ભુવનના કેટલાક આંદોલનો ગ્રહણ કરવાને શકિતમાન થાય એ ખરૂં છે; પણ તેના **વિકાસ**માં જરા પણ ભેદ પડતો નથી. કેટલીકવાર તો આવો મનુષ્ય તદ્દન અધમાવસ્થામાં આવી પડે છે; કારણ કે સૂક્ષ્મ ભુવનમાં આવી પડતી લાલચોની સામે થવાને તેનામાં જોઈતું માનસિક કે નૈતિક બળ હોતું નથી.

**ધ્યાન માર્ગનો ખરો અભ્યાસી** સમજે છે કે લાંબો પણ સહીસલામતીભર્યો માર્ગ જ ખરી રીતે ટુંકો માર્ગ છે; તે નિરંતર દરેક કાર્યને વિશાળ દૃષ્ટિથી જુએ છે, અને પોતાના કામમાં વિજય મેળવવાને ગમે તેટલો પ્રયાસ કરવાને તે સર્વથા ઉત્સુક જ હોય છે. કારણ કે જે વિજય પ્રાપ્ત કરવા તે અભિલાષા રાખે છે, તે વિજય ફકત થોડા વર્ષનો નહિ પણ ભવિષ્યના જીવનમાં પણ ઉપયોગી થાય તેવો છે.

**વિશ્વદૃષ્ટિનો ખરો ઉપાસક** પોતાના આત્મબળમાં સંપૂર્ણ શ્રદ્ધાવાળો હોય છે, અને વિશ્વના ઉન્નતિક્રમના નિયમ પ્રમાણે દરેક આત્માનું છેવટનું ભવિષ્ય કેટલું ઉજ્વળ હોય છે, તે પણ યથાર્થ રીતે તે સમજે છે. તેથી તે પોતાની સ્વાર્થી ઇચ્છાઓ પ્રમાણે ચાલતો નથી, પણ જે શકિતઓ જગતના વિકાસને સહાય કરે છે, તે શકિતઓને અનુકુળ થઇ વર્તે છે.

મનુષ્યજાતિનું જે ભવિષ્ય અંતે થવાનું છે, તે ભવ્ય સ્થિતિ પ્રાપ્ત કરવાને તેને નૈતિક બળ મેળવવું જ જોઇએ, એટલુંજ નહિ પણ તેણે મનની શકિતઓ ખીલવવી જોઈએ, લાગણીઓને ઉન્નત બનાવવી જોઈએ, અને આત્માનો વિકાસ કરવો જોઇએ. આ ગુણો તથા શકિતઓ પોતામાં તથા બીજામાં ખીલવવાને જે અભ્યાસક સંપૂર્ણ મનથી લાગેલો હોય છે, તે પોતાના જાતિભાઈઓની સેવા કરવાના આનંદમાં એટલો બધો ગરક થઈ જાય છે કે તે **પોતાની** ઉન્નતિનો સવાલ ભૂલી જાય છે. આવો અભ્યાસક **વિશ્વદૃષ્ટિ** ( Clairvoyance ) ખીલવવાની સમીપમાં હોય છે.

જે ભવિષ્ય છેવટે મનુષ્યજાતિ પ્રાપ્ત કરશે, તે **અત્યારે** પ્રાપ્ત કરવાને તે મથે છે. સેંકડો અને હજારો વર્ષ પછી ઉન્નતિક્રમના પ્રવાહના બળથી મનુષ્યનું મગજ એવી સ્થિતિ પ્રાપ્ત કરી શકશે કે જ્યારે સ્થુલ ભુવનનાજ નહિ પણ સૂક્ષ્મ ભુવવનાં પણ આંદોલનો ગ્રહણ કરવાને તે યોગ્ય સ્થિતિમાં હશે. તે વખતે

તેની આસપાસ આવેલા સૂક્ષ્મ ભુવનથી, હાલ તે જેટલો સ્થુલ ભુવનથી માહીતગાર છે તેટલો જ, માહીતગાર થશે. હાલ પણ કેટલાક બાળકો આવી દૃષ્ટિ સાથે જન્મે છે, અને તે દૃષ્ટિ ૭ સાત વર્ષ સુધી ચાલે છે, પણ તેમની વાતોપર કોઈ લક્ષ આપતું નથી, તેથી તે દૃષ્ટિ ધીમે ધીમે વિલય પામે છે.

તે વખતે **વિશ્વદષ્ટિ** ખીલવવાને અત્યારની માફક બાહ્ય સાધનોની જરૂર પડશે નહિ. તે વખતે તો કુદરતના વિકાસક્રમના નિયમાનુસાર મગજ સૂક્ષ્મ આંદોલનોને સ્વાભાવિક રીતે ગ્રહણ કરશે. વૃદ્ધિ પામેલો આંતરિક વિકાસ મગજની શકિતને ખીલવે છે, અને મનુષ્ય જાતિ જેમ જેમ એક એક પછી એક ગુણો ખીલવતી જાય છે, તેમ તેમ તે ગુણોની મનુષ્યના મગજ પર અસર થવા પામે છે.

આપણે વાસ્તે બે માર્ગ ખુલ્લા છે. કાં તો આપણે સામાન્ય મનુષ્ય જાતિની પેઠે અથડાતા–કુટાતા–પીડાતા વિકાસક્રમના પ્રવાહ–બળથી આગળ વધીએ, અને હજારો વર્ષના અંતે આ વિશ્વદૃષ્ટિ ખીલવીએ; અથવા તો આપણે આપણી ઉન્નતિ આપણા હાથમાં લેઇ આપણા પુરતા સામર્થ્યથી આપણી આંતરિક શક્તિઓ ખીલવવા પ્રયત્ન કરીએ કે જેથી શારીરિક બાહ્ય સ્થિતિનો ફેરફાર તો સ્વાભાવિક રીતે જ થઇ જાય.

ઉન્નતિક્રમમાં શરૂઆતના પગથિયામાં તો કાળ પ્રમાણે ઉન્નતિ થાય છે, પણ જ્યારે કોઈ ખરો

ખંતીલો મનુષ્ય પોતાની ઉન્નતિનો સવાલ પોતાના હાથમાં લે છે; ત્યારે તો તેનો આધાર તેના આત્મબળ ઉપર રહેલો લાગે છે. ધીમે ધીમે આગળ વધતા આપણા મુસાફર બાંધવો કરતાં એકદમ આગળ વધવું હોય તો આપણે દૃઢ નિશ્ચયબળ અને આત્મશક્તિ ખીલવવા જોઇએ. વિશ્વદૃષ્ટિ આપણે ખીલવી શક્તા નથી, તેનું કારણ એટલું જ છે કે આપણે નિર્બળ છીએ અને આપણામાં પુરી ખંત નથી.

જો તમારી ઉન્નતિના માર્ગે ચાલવાની ખરી ઇચ્છા હોય તો તમારે ઉન્નતિક્રમનો આ નિયમ સ્મરણમાં રાખવો જોઇએ છે કે:—

"The demands of consciousness will be met by the growth of the body."

**"ચૈતન્યના વિકાસને અનુકૂળ શરીરનો વિકાસ થઇ જ જશે."**

આ નિયમ એમ જણાવે છે કે, શરીર તો આત્માના વિકાસને અનુસરે છે. જ્યારે આત્માની શક્તિઓ જાગૃત થાય છે ત્યારે તે શકિતઓને પ્રદર્શિત કરવાને અનુકૂળ શરીરસાધન સ્વયમેવ થવા માંડશે. આપણામાં વિશ્વદૃષ્ટિ ખીલેલી નથી તેનું કારણ એટલું જ છે કે આપણા ચૈતન્યનો અપૂર્ણ અને વિષમ રીતે વિકાસ થયેલો છે, અને તેથી આપણા મગજ અને જ્ઞાનતંતુઓ ઉપર તેની બહુ જ થોડી માગણી છે. સામાન્ય

મનુષ્ય તો પોતાના મગજની જેટલી સ્થિતિ હોય તેનો પણ ઉપયોગ કરી શકતો નથી; તો પછી તેનો વિકાસ કરવાની તો આશા જ શી?

મગજના બંધારણને ફેરવવામાં અને રચવામાં મન કેટલો બધો અગત્યનો ભાગ ભજવે છે તેનો આપણને હજુ ખ્યાલ પણ નથી. આપણે અનિયમિત અને અયોગ્ય રીતે વિચાર કરીએ છીએ, તેથી વિચારની મગજ પર શી અસર થાય છે તે આપણા કળ્યામાં આવતું નથી. પણ ખરા અને સમર્થ વિચારકનું આંતર મન જો તમે તપાસો અને તે મનનો પ્રવાહ મગજ ઉપર કેવી પ્રબળ અસર કરે છે તે તમે લક્ષમાં લો, તો "વિચારશક્તિ મગજ શકિતને ઉત્પન્ન કરે છે," એ સિદ્ધાંત સહજ તમારા લક્ષમાં આવે. આ રીતે વિચાર કરવાથી મગજની શક્તિ વૃદ્ધિ પામે છે, —જે વિશ્વદૃષ્ટિ પામવાને ઘણું અગત્યનું પગથિયું છે.

જો તમે શરીરરચના ( Physiology ) નું કોઈ પુસ્તક અવલોકશો તો તેમાં જણાશે કે, દરેક માનસિક શકિતને મગજના અમુક ભાગ સાથે સંબંધ છે. કોઈ નવીન વિષયનો તમે અભ્યાસ કરવા માંડશો એટલે મગજના અમુક પુટના ( cells ) સમૂહમાં ફેરફાર થવા માંડશે. મનને શ્રમ આપ્યા સિવાય કોઈ પણ શકિતનો વિકાસ થવો તદ્દન અસંભવિત છે. આ ઉપરથી પણ એ સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે મનમાં નવું બાંધવાની—રચવાની શકિત છે, અને જો આપણા

ચૈતન્યનો વિકાસ થશે તો તે સાથે મગજનો પણ વિકાસ થશે જ.

જો ખંતથી અને એકાગ્ર ચિત્તથી આ કામ પાછળ કોઈ મંડયો રહે તો તેનું ધારેલું પરિણામ અવશ્ય આવ્યા વિના રહેજ નહિ. કારણ કે આ તો એક મહાન્ નિયમ છે કે, **"જે કામ વારંવાર કરવામાં આવે છે, તે કામ કરવાની 'ટેવ' પડે છે,"** અને "જે વિચાર વારંવાર કરવામાં આવે છે, તે વિચાર 'ચારિત્ર' ( Character ) રૂપે પરિણમે છે." આ નિયમ ( Law of Repetition ) ને 'પુનરાવર્તનનો નિયમ' કહે છે. જેના ઉપર મનુષ્ય વિચાર કરે છે તેવો તે થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો, મનુષ્ય જેનો વિચાર કરે છે તેવો તે બને છે. **સામાજીક સ્થિતિથી, બાહ્ય રીતભાતથી, પહેરવેશથી કે અમુક ડીગ્રીથી મનુષ્યનું 'ચારિત્ર'** બંધાતું નથી; ચારિત્રના બંધારણનો મુખ્ય આધાર તેના **વિચારો** અને **લાગણીઓ** પર છે.

જે મનુષ્ય આ વિચારો વાંચે છે, અને તે ખરા છે એમ કહી કેવળ પોતાનું શિર હલાવે છે, તે મનુષ્ય કાંઈ આગળ વધી શકતો નથી. પણ જે પોતાના જીવનવ્યવહારમાં તે નિયમોને યોજે છે તેજ ખરો અભ્યાસક છે. ખરા અભ્યાસકનું ચિન્હ જ એ છે કે બીજાઓ જ્યારે વાંચીને બેસી રહે છે, ત્યારે આ માણસ તે વાંચેલી સત્ય હકીકતોને અમલમાં મૂકે છે.

વિશ્વદૃષ્ટિ ખીલવવાનો ખરો ઉત્સુક અભ્યાસક આ 'પુનરાવર્તનના નિયમ'ને શરીરને શુદ્ધ બનાવવામાં, લાગણીઓને ખીલવવામાં અને મનનો વિકાશ કરવામાં લાગુ પાડે છે.

• આ નિયમનો તે કેવી રીતે ઉપયોગ કરે છે, તેનો કાંઈક ખ્યાલ વાચક વર્ગને આવી શકે, તે માટે આપણે તે વિસ્તારથી ચર્ચીશું.

## પ્રથમનાં પગથિયાં

આ સ્થૂળ શરીર 'ટેવ'ને આધીન છે. આ શરીરને અમુક પ્રકારનો ખોરાક ખાવાની, ત્રણચાર વાર ભોજન કરવાની, વધારે કસરત કરવાની અથવા બિલકુલ નહિ કરવાની, અમુક પ્રકારનાં વસ્ત્ર પહેરવાની, અને નજીવી બીજી હજારો ટેવો પડેલી હોય છે. આ બધી ટેવોને પોષવામાં મનુષ્યનો આખો દિવસ પસાર થઈ જાય છે.

વિશ્વદૃષ્ટિના ખરા અભ્યાસકે શાંત ચિત્તથી એક સ્થળે બેસી આ બધી ટેવો પર વિચાર કરવો જોઇએ, અને કુદરતના નિયમોને અને સામાન્ય વિવેકબુદ્ધિને તે કેટલી અનુકૂળ છે, તેનો ખ્યાલ રાખી બાકીની અનુપયોગી ટેવોને જડમૂળથી ઉખેડી નાખવા કમર કસવી જોઇએ.

આ માર્ગના નવીન અભ્યાસીએ પ્રથમ તો તદ્દન શુદ્ધ આહાર ગ્રહણ કરવો જોઈએ. કોઈ પણ પ્રકારના

માંસના ખોરાકને વાસ્તે સ્થાન મળવું જોઈએ નહિ. માંસ ઘણીવાર રોગિષ્ટ હોય છે, પ્રાણીઓના લોહીના બગડી ગયેલા પરમાણુઓ સાથે મળેલું હોય છે, અને જે પ્રાણીનું તે માંસ હોય છે તે પ્રાણીના ભય, ત્રાસ અને વિકારો તે માંસમા રહેલા હોય છે. આવું માંસ શરીરમાં દાખલ કરવું અને સૂક્ષ્મ પ્રકારના આંદોલનોને અનુકુળ શરીર બનાવવાની આશા રાખવી એ પરસ્પર અસંગત બાબતો છે. પ્રાચીન તેમજ અર્વાચીન સર્વ યોગ માર્ગમાં આગળ વધેલા મહાન્ પુરૂષોનો એવો અનુભવ છે કે માંસના ખોરાકપર બંધાયેલું શરીર માનસિક વિકાસને લીધે શરીર ઉપર થતો શ્રમ સહન કરી શકે નહિ. આવું શરીર કાં તો તૂટી જાય છે, અથવા તો જ્યારે ઉચ્ચ ચૈતન્ય તેનાપર અસર કરવા માંડે છે, ત્યારે ભાગેલા વ્હાણ જેવી તેની સ્થિતિ થાય છે.

આ કારણથી યોગ માર્ગના સઘળા કાળના અભ્યાસીઓ બેધડક જણાવે છે કે ફળ, મેવો, દાળ, ઘઉં, ચોખા અને વનસ્પતિનો ખોરાક હોવો જોઇએ. આમાં કાંઇ લાગણીનો સવાલ નથી, પણ આ બાબતના અનુભવીઓ ઘણા જમાનાના અનુભવ પછી ઉપર પ્રમાણે જણાવે છે.

જેઓ માંસનો ખોરાક ખાતા હોય તેઓ જ્યારે એકાએક પોતાની ટેવ બદલવા માંડે ત્યારે શરીર

સામું થાય, તોપણ તેમણે ગભરાવું જોઇએ નહિ. એક ખોરાકને બદલે બીજો ખોરાક બદલતા જાઓ અને શરીર ઘણા થોડા સમયમાં નવા ખોરાકને અનુકુળ થઇ જશે.

કોઈ પણ પ્રકારનો માદક પદાર્થ યા દારૂનો તો સ્પર્શ પણ ન કરવો. તેવો પદાર્થ જેમાં નાંખેલો હોય તેવી દવા પણ ન લેવી. આ સ્થળે કહી દેવાની જરૂર છે કે, કુદરતના નિયમ પ્રમાણે ચાલનાર યોગના અભ્યાસીને દવાની જરૂરજ પડતી નથી. મગજના પરમાણુઓ દારૂવડે ઝેર મારી જાય છે, અને મગજની ઉચ્ચ શક્તિઓ કદાપિ જાગૃત થતા નથી.

ખરો અભ્યાસક જીવનના નાના નાના બનાવો પર પણ પુષ્કળ લક્ષ આપે છે, તે પોતાની કુટેવોનું બારીક નિરીક્ષણ કરે છે, અને મનમાં ઉત્પન્ન થતી અશુભ ઇચ્છાને તત્કાળ જ અટકાવે છે. તે સ્નાન કરી શરીરને શુદ્ધ રાખે છે. તેના અવયવો અને સ્નાયુઓ આરોગ્ય સ્થિતિમાં રહે તે માટે તે પુરતી કસરત કરે છે. તે એવાં વસ્ત્ર પહેરતો નથી કે જેથી શરીર કોઈ પણ રીતે તંગ રહે.

આ અને આવી અનેક બાબતોમાં અભ્યાસક પોતાના શરીરને નિગ્રહમાં રાખી પોતાની ઉચ્ચ મનોવૃત્તિને અનુકૂળ બનાવે છે, અને જો કે તેની ટેવો નિયમિત હોય છે, તો પણ તે કદાપિ ઉદાસ ચ્હેરા-

વાળો જણાતો નથી. તેથી ઉલટું તે આનંદી અને ખુશમીજાજનો હોય છે, અને તેનામાંથી આનંદનો પ્રવાહ તેના સંબંધમાં આવતા મનુષ્યો તરફ વ્હેવા લાગે છે.

ખરો અભ્યાસક જનસમાજને છોડી પર્વતોમાં કે ગુફામાં ચાલ્યો જતો નથી. જે સદ્‌ગુણો તે ખીલવવા માગે છે, તે મનુષ્યોની વચ્ચમાં રહીનેજ ખીલવવા જોઇએ છે.

જે સદ્‌ગુણો તેણે ખીલવવા છે તેમાં **નિઃસ્વાર્થતા** જેવો બીજો રમણીય ગુણ એક પણ નથી. ઘણીવાર કહેવામાં આવ્યું છે કે, સ્વાર્થ એ સઘળા દુર્ગુણનું મૂળ છે. જ્યારે આપણે મનુષ્યજાતિ તરફ દૃષ્ટિ કરીએ છીએ, ત્યારે ફક્ત આ એક સ્વાર્થને લીધે જગતમાં કેટલું બધું ઘાતકીપણું, દુરાચાર અને દુઃખ ફેલાયાં છે તેનો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી.

એક અથવા બીજી રીતે આ સ્વાર્થના દુર્ગુણના ચેપથી આપણે બધા ખરડાયેલા છીએ. આ ચેપ દૂર કરવાનો સરલ અને ઉત્તમ માર્ગ એજ છે કે, આ દુર્ગુણ આપણામાં છે એમ કહી દીલગીર થયા વિના પરોપકારનાં–સેવાનાં કામોમાં ચિત્ત લગાડવું, કે જેથી આપણે આપણો સ્વાર્થ ભૂલતાં શિખીએ. બીજાઓને મદદ કરવાના વિચારો કરો, યોજનાઓ રચો, રસ્તાઓ શોધી કાઢો અને પ્રસંગ આવે મદદ કરવા કૂદી પડો.

અમુક કામ કેટલું નજીવું છે, તે મુદ્દા પર તમારે લક્ષ આપવાનું નથી. આપણી **વૃત્તિ** કેવી છે તેજ અગત્યની બાબત છે. **કુંટાળી ગયેલા મુખ તરફ જુઓ અને ઉત્તેજનના વિચારો મોકલો. દિલગીર આંખો જુઓ અને તે મનુષ્યનું હૃદય શાંતિથી ભરી દો. નિર્બળ મનુષ્યને જુઓ અને તેને ધૈર્ય આપો.** આ રીતે જીવનની દરેક ક્ષણે આપણે મદદ કરી શકીએ. આ એક આપણા ઉપર બહારથી **નાખેલી** ફરજ છે એમ ગણીને નહિ, પણ આપણો તે **સ્વભાવ** છે, એમ માનીને આપણે સેવાના કામમાં ભાગ લેવો જોઇએ.

આ પ્રમાણે જેમ જેમ આપણે પરોપકારનાં કામો કરતા જઇશું અને બીજાઓના સ્વભાવનું નિરીક્ષણ કરી તેમને મદદ કરતા રહીશું તેમ તેમ આપણા હૃદયમાંથી બીજા મનુષ્યો વાસ્તે ખરી પ્રેમની લાગણી ઉત્પન્ન થશે. આપણે બીજાના દોષો તરફ નહિ પણ **ગુણો** તરફ લક્ષ આપીશું અને બીજામાં રહેલા સદ્ગુણના બીજને પાણી પાઈ આપણે તેને ખીલવવા બનતું કરીશું.

આ નિઃસ્વાર્થ પ્રયત્નથી, **વિચાર** પૂર્વક **કરેલી સેવા**થી, પ્રેમથી અને દિલસોજીથી અંતરમાંથી તેજ પ્રકટશે, જે તેજ તે માણસને ઉન્નતિના માર્ગપર દોરશે; કારણ કે દરેક મનુષ્યના હૃદયમાં રહેલા ઇશ્વરને જોવાનો પ્રથમ પાઠ તે શિખવા પામે છે.

ગુપ્તજ્ઞાનના અભ્યાસીએ આ સાથે સત્યના ગુણને પૂર્ણપણે ખીલવવો જોઈએ; કારણ કે અસત્ય એ આંતર પ્રકાશ આગળ આવેલા પડદા રૂપ છે. વસ્તુનું જેવું સ્વરૂપ તેણે દીઠું હોય તેવુંજ જણાવવું, તેમાં રતિમાત્ર પણ ફેરફાર કરવાનો તેને હક્ક નથી. તેની વાણી અતિશયોક્તિના દોષથી મુક્ત હોવી જોઈએ અને તેનાં કાર્યો વિચારપૂર્વક અને ચોક્કસ ધારણાથી કરાયેલાં હોવાં જોઈએ.

બીજા પણ ઘણા સદ્‌ગુણો ખીલવવા ચોગ્ય છે:—શુદ્ધતા, નમ્રતા, ધૈર્ય, દ્રઢતા, આત્મશ્રદ્ધા, વફાદારી, ભક્તિ, ચિત્તનું સમાધાન અને દ્રઢ મનોબળ વગેરે; આવા પ્રકારના સદ્‌ગુણોને પોતાના આદર્શરૂપ ગણીને તે પ્રમાણે જો કોઇ વર્તન ચલાવે તો આ વિશ્વમાં એવી એક પણ સત્તા નથી કે જે તેના વિજયમાં વિઘ્ન નાંખી શકે.

## એકાગ્રતા—એકચિત્તતા.

આપણે જે કામ કરતા હોઈએ તે ઉપર ધ્યાન આપવાથી આપણી ઉન્નતિ ઘણી જ ત્વરાથી થાય છે. જ્યારે આપણે એક વસ્તુ અથવા વિચાર ઉપર એવું ધ્યાન આપી શકીએ કે બીજા વિચારો વચમાં ઘુસી જાય નહિ, ત્યારે આપણે એકચિત્ત થવા માંડીએ છીએ. જેનામાં આ એકાગ્રતા અથવા એકચિત્તતાનો ગુણ ખીલ્યો છે તે હરેક બાબતમાં વિજયી નિવડે છે.

દરેક પ્રકારની પ્રવૃત્તિમાં મનના સઘળા સામર્થ્યને એક બાબત ઉપર લગાડી તે સવાલનું નિરાકરણ કરવું અને પછી બીજો સવાલ હાથ ધરવો,—આ ટેવ ઘણી જ ઉપયોગી છે. જગતના સઘળા વિજયી પુરૂષોમાં એકાગ્રતા એ મુખ્ય લક્ષણ અને વિજયનું સાધન બન્યું છે.

આ એકાગ્રતા ખીલવવાનો એકજ માર્ગ છે. અને તે 'અભ્યાસ' છે. આ ગુણ કોઇને આપી શકાય નહિ, તેમ ધનથી ખરીદી શકાય નહિ. દરેક મનુષ્યે જાતે જ તે ખીલવવાને પ્રયત્ન કરવો જોઇએ. અને આ વાસ્તે સૌથી સરલ અને ઉપયોગી માર્ગ એજ છે કે જે જે કામ આપણે કરતા હોઇએ, તે નાનું હોય કે મોટું હોય પણ દરેક કામ આપણા પૂર્ણ મનથી, આપણી પૂર્ણ ચતુરાઇથી અને પૂર્ણ વિચારપૂર્વક કરવું જોઇએ. ઉતાવળ કરીને તેને બગાડી ન નાખવું, તેમજ આલસ્ય કરીને જીવ વગરનું બનાવવું ન જોઇએ. આપણા પ્રિયમાં પ્રિય મનુષ્યને વાસ્તે જેવા અંતઃકરણથી, ભાવથી અને મનના સામર્થ્યથી કરતા હોઇએ, એવી રીતે તે થવું જોઇએ.

સંસારી તેમજ ત્યાગી બન્નેને માટે આ એક ઉમદા કેળવણી છે. એકાગ્રતાનો ગુણ ખીલવવો એટલે ભટકતા અને અસ્થિર મનને વશ કરવારૂપ છે. અને જ્યારે વારંવાર અભ્યાસ પાડવાથી મન સ્થિર થાય છે, ત્યારે મનુષ્યને પોતાના આત્મબળમાં એટલી

બધી શ્રદ્ધા થાય છે કે જે શબ્દોમાં વર્ણવી શકાય પણ નહિ. જે મન પતાકાના પટ જેવું, કુંજરના કાન જેવું અને શરદ્ ઋતુના અભ્ર જેવું ચંચળ, અસ્થિર અને ક્ષણે ક્ષણે નવા વિચારો કરતું હતુ, તે હવે એકાગ્ર બને છે, અને કેળવાયેલા સાધનનું કામ સારે છે, જેનો આપણે આપણી ઇચ્છા પ્રમાણે સદુપયોગ કરી શકીએ છીએ.

## ધ્યાન

મનુષ્ય જે બાબત વારંવાર કરે તેની તેને ટેવ પડે છે. આ 'પુનરાવર્તનના નિયમ'નો ઉપયોગ કેવળ મનને કાબુમાં લાવવાના કામમાં આવે છે, એટલું જ નહિ પણ તે નિયમ મનુષ્યના ચારિત્રમાં ઉચ્ચ સદ્‌ગુણો બાંધવામાં પણ ઉપયોગી થાય છે. એકાગ્ર થયેલા મનરૂપી સાધનને દિવસના અમુક ભાગમાં અમુક સદ્‌ગુણ ઉપર ધ્યાન કરવામાં અથવા અમુક આધ્યાત્મિક સવાલનું રહસ્ય સમજવામાં પણ વાપરી શકાય છે.

ધ્યાન કરવાને માટે એક શાંત સ્થળ પસંદ કરવામાં આવે છે. પ્રાત:કાળમાં સ્નાન કર્યા પછી આપણે તે શાંત સ્થળમાં પ્રતિદિન નિયમિત વખતે બરડાની કરોડને સીધી રાખી, અને હાથને ઘુંટણ ઉપર રાખી, આસન વાળી બેસવું જોઇએ. તે પછી જે કોઇ વિચારનું રહસ્ય આપણે સમજવા માગતા હોઇએ તે વિચારને અથવા તો કોઈ પવિત્ર ગ્રન્થના એકાદ શ્લોકને અથવા

તો એકાદ મહાવાકયને મન સંમુખ રાખી ધ્યાન કરવું જોઇએ. બ્હારના બીજા વિચારો અથવા તો બીજાં માનસિક ચિત્રોને આપણા વિચાર પ્રવાહમાં ઘુસવા દેવાં જોઇએ નહિ. આપણે તો ધ્યેય ઉપર જ વિચાર કરવો. દરેક અપેક્ષાથી—દરેક દૃષ્ટિબિન્દુથી તેની તપાસ કરવી. તે વિચારની સાથે તન્મય થઇ જવું અને તે વિચારનું સત્ત્વ આપણે ચુસી લેતા હોઇએ તેવી જ રીતે ચિત્તને તદાકાર બનાવવું—આનું નામ જ ધ્યાન.

આવા એકાગ્ર ચિત્તથી કોઇ ઉચ્ચ વિષય ઉપર કરેલા થોડી પળના પણ ધ્યાનથી આત્મિક સ્ફુરણ કેવાં ઉચ્ચ પ્રકારનાં, ભવ્ય અને ઉન્નતિપ્રેરક થાય છે, તેનો ખ્યાલ આ માર્ગનો અભ્યાસ કરનાર સિવાય બીજાને આવવો મુશ્કેલ છે. તે વખતે કોઇ પણ સમયે નહિ ધારેલું સૌંદર્ય આપણી માનસિક દૃષ્ટિ આગળ દેખાય છે. એક વિચારને બીજા વિચારો સાથે રહેલો સંબંધ અણધાર્યો નજરે પડે છે; અને જેનો આપણને સ્વપ્ને પણ ખ્યાલ ન હોય તેવા અતકર્ય અર્થો તે વિચારમાં રહેલા માલુમ પડે છે. દિવસના ધાંધળમય અને પ્રવૃત્તિમય જીવનમાં આવું આવું ઉંડું જ્ઞાન ભાગ્યેજ મળી શકે. ધ્યાનની શાંત પળેમાં જ્યારે મન કોઈ ઉચ્ચ વિચાર કે ભાવ ઉપર તલ્લીન થયું હોય ત્યારે જ આત્મસ્ફુરણની ઝાંખી થવા માંડે છે.

ધ્યાનને વાસ્તે આપણે અમુક સદ્‌ગુણને ચૂંટી કાઢીએ. ધારો કે આપણે નમ્રતાનો ગુણ આપણા

જીવનમાં ખીલવવા માંગીએ છીએ; અને આપણે એક અઠવાડીયું કે પખવાડીયું કે માસ સુધી તે સદ્‌ગુણ ઉપર ધ્યાન કરવાનો નિશ્ચય કરીએ છીએ. જ્યારે આપણે મૌન ધારણ કરી શાંતિથી બેસીએ, ત્યારે આપણે દરરોજ પ્રાતઃકાળમાં તે સદ્‌ગુણની ખુબી વિચારવી જોઇએ. આ ગુણ મહાપુરૂષોમાં કેવી રીતે પ્રકટી નીકળ્યો હતો? તે ગુણની શી આવશ્યકતા છે? તે ગુણ ખીલવવામાં શી શી અડચણો નડે છે? તે અડચણો કેવા રૂપમાં નડે છે? તે અડચણો શી રીતે દૂર થઇ શકે? તે ગુણને જીવનવ્યવહારમાં યોજતાં જે વિઘ્નો આવવાનો સંભવ હોય તે કેવી રીતે મટાડી શકાય? આવી રીતે અનેક બાજુએથી તે સદ્‌ગુણનું ધ્યાન કરી તે સદ્‌ગુણના વિચારને પોતાના મનના એક વિભાગરૂપ બનાવી દેવો જોઇએ. જ્યારે ધ્યાનનો સમય પૂર્ણ થાય અને આપણે આપણા દિવસના વ્યાપારમાં ગુંથાઇએ ત્યારે પ્રાતઃકાળના વિચારોને સ્મરણમાં રાખી તે પ્રમાણે વર્તવાનું કામ ઘણું સુગમ થાય છે.

આ પ્રમાણે જે જે સદ્‌ગુણોને આપણે ખીલવવા માગતા હોઇએ, તેમને અનુક્રમે એક પછી એક લેવા જોઇએ. આ પ્રમાણે દિન પ્રતિદિન ‘ પુનરાવર્તનના નિયમ ’ પ્રમાણે કામ કરવાથી એક પછી એક સદ્‌ગુણ આપણા ‘ ચારિત્ર ’માં બંધાય છે, અને વિકસેલા મગજમાં ઉચ્ચ પ્રકારની દૃષ્ટિ પ્રકટ થવાનો સમય નજીક આવતો જાય છે.

જેમ જેમ ગુણો અને તે સાથે મનની શક્તિઓ ખીલતી જાય છે તેમ તેમ આ સઘળો વખત મગજ પણ ધીમે ધીમે બદલાતું જાય છે, અને ઉચ્ચ પ્રકારનાં આંદોલનો ગ્રહણ કરવાને વિશેષ અનુકૂળ બનતું જાય છે; કારણ કે તે શુદ્ધ ખોરાકના પરમાણુઓથી બંધાતું જાય છે.

જે મનુષ્ય દિન પ્રતિદિન ધ્યાન કર્યા જ કરે છે અને હજારો વિઘ્નો આવવા છતાં પોતાના સાધ્યબિન્દુ પ્રાપ્ત કરવાના પ્રયાસથી જરા પણ ડગતો નથી, તે મનુષ્ય, જે વિચાર ઉપર તેનું મન એકાગ્ર અને સ્થિર થયું હોય તે સિવાયના બાકીના બધા વિચારોને શાંત કરી શકે છે; અન્તે ઘણા વખતની ટેવ પછી પૂર્ણ ભાન છતાં તે છેવટના વિચારને પણ જતો કરે છે. બ્હારના સંસ્કારોથી તેમજ અંદરના વિચારોથી જરા પણ અસર ન થાય તેવી મનની સ્થિતિ જો થોડીક મીનીટ સુધી પણ ટકી રહે તો તરતજ તેવા મનુષ્યનું ચૈતન્ય આ સ્થૂલ મગજની બહાર નીકળે છે, અને સૂક્ષ્મ શરીરમાં તે પૂર્ણ ભાન સહિત દાખલ થાય છે. આનું નામજ સૂક્ષ્મદૃષ્ટિ અથવા વિશ્વદૃષ્ટિ. આ સ્થિતિ પ્રાપ્ત થતાં નિદ્રા અને જાગ્રત્ અવસ્થા વચ્ચે પૂલ બંધાઇ જાય છે, અને તેવા મનુષ્યના સંબંધમાં બેધડક કહી શકાય કે—

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

જે સર્વ પ્રાણીને રાત્રિ સમાન છે તેમાં સંયમી જન જાગે છે; અને જેમાં પ્રાણી માત્ર જાગે છે તે દિવસ દેખતા મુનિને રાત્રિ સમાન છે.

વ્હાલા બંધુઓ ! આ ઉચ્ચ પદ–આ ઉજ્જવળ ભવિષ્ય તમને આકર્ષણ કરતું હોય, જો તે પ્રાપ્ત કરવાની તમારામાં ઉત્કંઠા ઉત્પન્ન થતી હોય તો તે વિચારને, તે ઉત્કંઠાને કેવળ વિચારરૂપે દાબી નહિ રાખતાં તેને અમલમાં મૂકવા તમારૂં મનોબળ પૂર્ણ સામર્થ્યથી વાપરો. કોઈ કામમાં ઉતાવળની જરૂર નથી, પણ જે પગલું તમે ભરો તે ચોકસ વિચારપૂર્વક ભરો. પદ્ધતિસર અને પગથિયે પગથિયે આગળ વધો. સત્વર આ માર્ગે તમારો વિજય થશે. આ માર્ગે જે જે તમને પ્રાપ્ત થશે તે સદાકાળને માટે થશે. માટે આત્મબળમાં પૂર્ણ પ્રતીતિ રાખી દૃઢ નિશ્ચયથી આગળ વધો, એટલે જે સ્થિતિ મહાન્ પુરૂષો પ્રાપ્ત કરી શક્યા છે, તે તમે પણ પ્રાપ્ત કરશો; કારણ કે, આપણું આત્મબળ જો કે તિરોહિત છે, છતાં તેનું સામર્થ્ય અનંત છે. અંતે દૈવીબળમાં વિશ્વાસ રાખી વર્તનારને માટે સદા વિજયજ છે.



પ્રકરણ ત્રીજું.

# જ્ઞાન અને શાંતિ.

હાલનું વાતાવરણ જ્યાં ત્યા અશાંતિભર્યું લાગે છે. ઘણા લાંબા સમયથી શાંતિ એ દૂરનો વિષય થઇ પડયો છે, અને શાંતિની પ્રાપ્તિ ઘણી અશક્ય મનાય છે. દિવસમાં પાંચ સાત વાર ટપાલ આવતી હોય, દર કલાકે તાર આવતા હોય, અને ટેલિફોનની ઘંટડીનો અવાજ ચાલુ હોય, રસ્તામાં જ્યાં ત્યાં મોટરોનો અવાજ સંભળાતો હોય, માથા પર હવાઈ વિમાનો સુસવાટા બંધ ભમતા હોય, દરેક બાજુએ કામ ઘણી ત્વરાથી ચાલતું હોય, દરેક કામ ઉતાવળથી કરવાને

ઉપરીઓ તરફથી સૂચનાઓ અપાતી હોય, ચાલના-
રાઓ તથા વાત કરનારાઓની ગતિ દર કલાકે ગાંડ-
પણની માફક વધતી જતી હોય, તેવા આ યુગમાં
શાંતિને વાસ્તે ક્યાંથી અવકાશ હોઇ શકે ?

મહાભારત યુદ્ધ તો ૧૯૧૮ ના નવેમ્બરની ૧૧
મી તારીખે ૧૧ વાગે બંધ થયું. પણ તેનાં પરિણામ
આપણી સંમુખ ખડાં છે.

શાંતિની પ્રાપ્તિનો પ્રશ્ન અતિ ગંભીર છે. દરરોજની
ધમાલને લીધે ઉત્પન્ન થતું ગાંડપણ દિનપ્રતિદિન
વધતું જાય છે. અશાંતિને લીધે લોકોના મગજતંતુઓ
પર ભારે બોજો પડતો જાય છે અને હાલના સમયમાં
જ્ઞાનતંતુઓની નબળાઈના અનેક રોગો આપણી નજરે
પડે છે. જ્ઞાનતંતુઓની નિર્બળતાથી ઉભા થતા રોગોની
સારવાર કરવાને અનેક આરોગ્યભવનો હયાતીમાં
આવતાં જાય છે. જ્ઞાનતંતુઓ સંબંધી ડોકટરો અ-
ભ્યાસ કરે છે, પણ પરિણામ નહિ જેવું આવે છે.
ઉસ્કેરાયેલ જ્ઞાનતંતુઓને શાંત કરવાની સાચી યુક્તિ,
યોજના કે દવા કોઈએ શોધી નથી. તાર કે ટેલીફોન
બંધ કરવા જોઇએ, એમ આપણે કહી શકીએ નહિ.
સ્પેશીઅલ ટ્રેન દરેક સ્થળે ઉભી રહેવી જોઇએ, એમ
પણ બની શકે નહિ. દરરોજનાં છાપાં બંધ થવાં
જોઇએ, એમ પણ થઇ શકે નહિ. આપણે બધા આ-
રોગ્યદાયક ભુવનોમાં વિશ્રાંતિ વાસ્તે જઈ શકીએ નહિ.

જો આમજ હોય તો આ ઉતાવળથી કામ કરવાની ક્રિયા શું દરરોજ વધ્યેજ જશે, અને શું આપણી હાલની સંસ્કૃતિ આપણને ઉન્માદગૃહ (ગાંડાની હોસ્પીટાલ)માં જવાને લાયક બનાવશે ?

આ પ્રશ્ન ઘણો ગંભીર છે, વિચારણીય છે. તેનો જવાબ આપવાને આ લેખમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે.

હાલની પ્રગતિની નાશકારક ઉતાવળ અને અશાંતિને આપણે જો અટકાવીએ નહિ તો પછી આપણે વાસ્તે બે માર્ગ ખુલ્લા છે. કાંતો જગતમાં એટલી બધી અવ્યવસ્થિત સ્થિતિ થઇ જાય, અને તેથી ગાંડપણ ઉભરાઇ નીકળે; અથવા તો **ઉતાવળ અને ધમાલની વચમાં** પણ આપણે **શાંતિ** મેળવતાં શીખવું જોઇએ. આ બાબત સમજવાને આપણે એક દૃષ્ટાંત વિચારીશું. ચીનાઇ સમુદ્રમા પવનનાં તોફાનો એવાં સખ્ત થાય છે કે મોટાં મોટાં વ્હાણો અને આગબોટોને પણ તેની સામે ટક્કર ઝીલવાનું કામ કઠણ થઈ પડે છે.

પ્રથમ જ્યારે જ્યારે આવાં તોફાનો થતાં, ત્યારે ઘણાં વ્હાણો તોફાનમાં નાશ પામી જતાં હતાં. પણ વિશેષ જ્ઞાનના પરિણામે તે ભયને હવે દૂર હઠાવવામાં આવ્યો છે. આ પાણીમાં વમળો ગોળાકાર હોય છે અને તેના પરીઘ ઉપર પવનની ગતિ એક કલાકે ૧૦૦ માઈલની હોય છે, પણ તે ગોળાકારે ફરતા

પાણીના વમળોની વચમાં પૂર્ણ શાંતિ હોય છે. દરિયામાં શાંતિ હોય છે તેટલીજ નહિ, પણ ત્યાં તો બીલકુલ પવન હોતો નથી. જો ચતુર કપ્તાન અચાનક તે વમળમાં આવી જાય છે, તો તે વમળના મધ્યભાગમાં પોતાની આગબોટને હંકારી લઇ જાય છે અને ત્યાં નિર્ભયપણે આગબોટને આરામ આપે છે. બ્હારના પવનના સુસવાટા વચ્ચે પણ તે શાંતિનું સ્થળ શોધી કાઢે છે. ત્યાં પોતાના શઢને બરાબર ગોઠવે છે, અને ભવિષ્યમાં કયો માર્ગ લેવો તે નક્કી કરે છે. તેની આસપાસ ચારે બાજુએ પવન કઇ દિશામાં વહે છે પર તે લક્ષ આપે છે, અને જ્યારે તે શાંતિના વાતાવરણમાંથી તેનું વ્હાણુ તે બ્હાર કાઢશે, ત્યારે પવન તે વ્હાણના કયા ભાગને અથડાશે, તે તે જાણે છે,

તેજ રીતે આપણા બાહ્ય જીવનના અશાંતિભર્યા વાતાવરણમાં શાંતિનું સ્થળ શોધી કાઢવાનું શું શક્ય છે? જો આપણે તેવું શાંતિનું સ્થળ શોધી શકીએ તો આપણા પ્રશ્નની સફળતા છે.

ઇતિહાસ તરફ નજર કરતાં જણાય છે કે પ્રાચીન સમયમાં લોકો અત્યારના કરતાં વિશેય સુખપૂર્વકની જીંદગી પસાર કરતા હતા. ભૂતકાળના લોકો સંતોષ અને મનની શાંતિને પોતાના ધર્મોમાં તેમજ રીત રીવાજોમાં અગત્યનું સ્થાન આપતા હતા. હિંદના લોકોની ભાવના વિશેષ શાંતિપૂર્ણ અને નિવૃત્તિમય જણાતી હતી. પણ સંસ્કૃતિ પૂર્વ તરફથી પશ્ચિમ તરફ જતી ગઇ, તેમ બ્હારની પ્રવૃત્તિ અને જીવનની ગતિ વધવા

લાગી. અત્યારે તો યુરોપ તથા અમેરિકામાં જીવનનું મુખ્ય સૂત્ર મનુષ્યને તાવ ચઢયો હોય તેવી સતત પ્રવૃત્તિરૂપ જણાય છે. પ્રવૃત્તિનો આશય અથવા હેતુ શો છે, તેની સમજણ વગર સઉ મોટે ભાગે પ્રવૃત્તિ કરતા જણાય છે.

પણ સૂર્ય પોતાની ગતિ કર્યા કરે છે. તે પૂર્વથી પશ્ચિમ તરફ જાય છે, પણ પાછો બીજે દિવસે પ્રાતઃ કાળે પૂર્વમાં તેનો ઉદય થાય છે, તેજ રીતે સંસ્કૃતિ પૂર્વથી પશ્ચિમમાં ગઈ, પણ ફરીથી હવે પૂર્વ દિશામાં સંસ્કૃતિના સૂર્યનો ઉદય થવા લાગ્યો છે. પશ્ચિમનું તત્ત્વજ્ઞાન અને ધર્મ ભાવના પૂર્વમાં રંગોથી રંગાવા લાગ્યા છે. હવે નવો યુગ બેસી ચૂકયો છે કે જ્યાં ધનની પ્રાપ્તિ અને બાહ્ય કીર્તિ એ જીવનના સાધ્યરૂપ ગણાતાં બંધ પડશે.

પ્રજાઓના જીવનમાં તેમજ વ્યક્તિઓના જીવનમાં એવો સમય આવે છે કે જ્યારે તેના જીવનને દોર-નારી ભાવનાઓમાં મહત્ત્વનો ફેરફાર થવા લાગે છે અને તેથી તેના આચાર વિચારમાં પણ મોટો ભેદ દેખાઈ આવે છે.

એડવર્ડ કારપેન્ટર નામનો પ્રસિદ્ધ વિચારક આ બાબતનું વિવેચન કરતાં લખે છે "જ્યારે હું નાનો હતો, ત્યારે બીજા યુવકોની માફક મને પણ નૌકા ખાતામાં જોડાવાની ઈચ્છા થતી હતી. નૌકા સૈન્યમાં જોડાવું જોઈએ, એની પાછળ કાંઈ ખાસ ભાવના ન

હતી. તેમાં જોડાવાનો આશય ઘણો સરલ અને કવિત્વ ભાવના વગરનો હતો. તે વખતનાં વ્હાણોને દોરડાં બહુ હતાં અને તે દોરડાં એક બીજા સાથે જોડવામાં આવતાં હતાં. તેથી તે દોરડાં ઉપર થઈને ઉંચે ચડવામાં મને સુખી સ્વપ્ન આવતાં હતાં અને તે વિચારથી નૌકા સૈન્યમાં જોડાવાની ઇચ્છા થઈ હતી. તે દોરડાંઓ અને થાંભલા પર ચઢવું કેટલું ખુશકારક હતું ? મને તે દોરડા ઉપર ચઢવાનો અધિકાર નહિ મળે તે હું જાણતો હતો, પણ હું જ્યારે ભવિષ્યમાં નૌકાસૈન્યનો અધિપતિ થઈશ, ત્યારે મને કોણ રોકી શકશે ? હું કલ્પનાના બળવડે વિચારતો હતો કે મેં પીંછાવાળી ટોપી પહેરેલી છે. મારા હાથમાં દુરબીન છે; નીચેથી ગમે તેટલો શોરબકોર કરવામાં આવે, છતાં હું સ્વેચ્છાએ તે દોરડાંઓ ઉપર આમતેમ કુદું છું. આવી આવી કલ્પનાઓ મને બાલ્યાવસ્થામાં આવતી હતી, પણ સમય આવતાં મારી તે ભાવના બદલાઈ ગઈ અને જીવનનો ઉદ્દેશ તદ્દન જુદોજ બની ગયો."

આપણે એક બીજો દાખલો વિચારીએ. જ્હોન ટીન્ડેલના વિજ્ઞાન સંબંધી વ્યાખ્યાનો તેના સમયમાં ઘણાં વખણાતાં હતાં, અને લોકો તેને સાંભળવાને ઘણા ઉત્સુક હતા. તે એકવાર અમેરિકા ગયો, ત્યારે ત્યાંના એક પ્રસિદ્ધ વેપારીએ કહ્યું, "જો તું તારૂં વિજ્ઞાન સંબંધી જ્ઞાન અને શક્તિ વેપારના કાર્યમાં વાપરે તો તું ઘણું ધન એકઠું કરી શકે." તેના જવાબમાં તેણે

કહ્યું કે "મેં પણ એકવાર તેવો વિચાર કર્યો હતો, પણ તરતજ તે વિચારને જતો કર્યો. કારણ કે ઘણા વિચારને અંતે હું એવા નિર્ણય પર આવ્યો છું કે મને ધન પેદા કરવા પાછળ ગુમાવવા જેટલો સમય નથી." તે વેપારી શરમાઈ ગયો. કહેવાય છે કે થોડાં વર્ષો ઉપરજ રશીઆના કેદીઓને ખાણોમાં સાંકળ સાથે બાંધીને રાખવામાં આવતા હતા. આ કરતાં વિશેષ ભયંકર સ્થિતિની કલ્પના આવવી પણ મુશ્કેલ છે. જે દુઃખમય સ્થિતિમાંથી દિવસે કે રાત્રે છૂટા થઇ શકાય નહિ તેવી સ્થિતિમાથી ઉપજતી નિરાશા, કંટાળો અને ઉદ્વેગ અવર્ણનીય છે. કામ કરતી વખતે તેમજ આરામ લેતી વખતે તે સાંકળો સાથેજ હોય; મળમૂત્રના ત્યાગ વખતે પણ તે સાંકળથી બંધાયેલો હોય. આ કરતાં શું વધારે ત્રાસદાયક હોઇ શકે! આપણને તે રશીઅન કેદીઓની દયા આવે છે, પણ આપણે પોતે શું એક યા બીજી રીતે આખો દિવસ અનેક પ્રકારની સાંકળોથી બંધાયલા નથી! આપણે **જગતની ક્ષુદ્ર વસ્તુઓ** સાથે આપણી જાતને બાંધી છે, એ શું સત્ય નથી?

આપણે આ બાબત વિશેષ સમજવા પ્રયત્ન કરીશું. આપણે દરેકે કામ તો કરવુંજ જોઇએ. દરેકને કાંઈ કામ કરવાનું હોવુંજ જોઇએ. આપણે ગુજરાન મેળવવાનું હોય છે. આપણા કુટુંબોને પોષણ કરવાનું હોય છે. આપણે ધંધો કરવાનો હોય છે; એ રીતે

આપણે બંધાયેલ છીએ. પણ આ બધાં કામો સાંકળ જેવાં છે જેનો ઉપયોગ મનુષ્ય કામ કરતી વખતે કરે છે. તે કોઇવાર તે સાંકળથી કંટાળે છે. પણ મનુષ્ય રાજીખુશીથી અમુક સાંકળો સ્વીકારે છે, અને તે પ્રવૃત્તિને કેટલેક અંશે તે આનંદનું કારણ માને છે. આ બધું તો ઠીક છે, પણ આપણી બાહ્ય પ્રવૃત્તિઓ સાથે એવી રીતે બંધાઈ જવું કે દિવસનું કામ પુરૂં થાય ત્યારે પણ આપણાથી છુટાય નહિ, તે તો એક જાતની હલકી ગુલામગીરી છે.

આ કથનનો હેતુ એ છે કે તમે તમારો વેપાર કરો, પ્રવૃત્તિ કરો, પણ તેમાં તમે તમારા મનની **સ્વતંત્રતા** જાળવો. તમારી પ્રવૃત્તિ કે વેપારને અંગે તમારૂં **શરીર** કેટલેક અંશે **બંધાયેલું** રહે, પણ તેથી તમારૂં **મન ગુલામ** બનવું જોઇએ **નહિ**. મનની સ્વતંત્રના એજ અગત્યની બાબત છે. ખરી શાંતિ પણ મનની સ્વતંત્રતામાંજ રહેલી છે. પાર્થિવ જીવનની અનેક હાડમારીઓમાં આપણે બધા એક યા બીજી રીતે ફસાયલા છીએ. એક મનુષ્ય વિષય સુખનો ગુલામ છે, બીજો મનુષ્ય કીર્તિનો દાસ છે, ત્રીજો મનુષ્ય ધન-પ્રાપ્તિનો ગુલામ છે. આ બધી વસ્તુઓ પોત પોતાને સ્થાને યોગ્ય છે. ઇંદ્રિયોના સુખો વિના મનુષ્યો આળસુ બની જાત. કીર્તિ વિના જીવનનો ઉત્સાહ ચાલ્યો જાત અને વર્તમાન કાળમાં દરેક બાબતમાં ધન પણ ઉપયોગી ભાગ ભજવે છે. આ બધી વસ્તુ પોત-પોતાના સ્થાનમાં ઉચિત છે. પણ તેનાથી સર્વથા જકડાઇ

જવું અને તે સિવાય બીજા કોઈ પણ ઉચ્ચ પદાર્થનો વિચાર સરખો પણ ન કરવો, એ કેટલી દયાજનક દુર્દશા !

દિવસ પ્રકાશમય છે. સૂર્ય આકાશમાં ચળકી રહ્યો છે. નાનાં શ્વેતરંગી વાદળ પારદર્શક આકાશમાં ભમતાં દેખાય છે. આ સુંદર દૃશ્ય જોવાને તમે રસ્તામાં થોભો છો, તેવામાં એક મનુષ્ય બહુજ ઝડપથી સામેથી દોડતો આવે છે. તેના શરીર પર પરસેવાનાં ટીપાં છે. તેના વસ્ત્રને ધૂળ ચોંટી છે. તમે જે સુંદર દૃશ્ય જોઈ રહ્યા છો, તે જોવાની તેને ઇચ્છા નથી. કારણ શું ?

તે એકજ વિચારમાં મગ્ન થયો છે. તે ટ્રેઇન પકડવાને જલ્દીથી દોડે છે. આટલી બધી સુંદરતા અને ભવ્યતા જગતમાં નથી, એવી રીતે તે ત્યાંથી પસાર થાય છે. જે વેપારને ખાતર તે આ સુંદરતાનો ભોગ આપે છે, તે વેપાર કેટલો મહત્ત્વનો હશે, તેનો વિચાર કરતાં આશ્ચર્ય થાય છે.

ઘણીવાર આપણી મૂર્ખાઇથી આપણે ઈંદ્રિયોનાં સુખો અને કીર્તિ જેવી ચીજોના ગુલામ બનીએ છીએ પણ કેટલીકવાર તો આપણા સદ્ગુણો પણ આપણને ગુલામ બનાવે છે. કેટલાક 'ધર્મિષ્ઠ' અને 'ભલા' ગણાતા મનુષ્યો એવા હોય છે કે તેમની સોબતમાં રહેવાથી મનુષ્ય ઉદાસ બને છે. કેટલાકની ફરજની ભાવના એટલી પ્રબળ હોય છે કે તે માની લીધેલા ફરજના કારણે તેઓ જાતે આરામ લઇ શકતા નથી તેમજ તેમના મિત્રોને પણ આરામ લેવા દેતા નથી. આવા

મનુષ્યોને તેમના સદ્ગુણો પણ દુર્ગુણની માફક અ-શાંતિનું કારણ થાય છે. કોઇ પણ બાબતના ગુલામ થવું, પછી તે વસ્તુ ગમે તેટલી નિર્દોષ હોય, તેજ પરમ દુઃખનું કારણ બને છે. કારણ કે ખરૂં સુખ પર-તંત્રતામાં નહિ પણ સ્વતંત્રતામાં રહેલું છે.

ત્યારે શાંતિ એટલે શું ? દુનિયાના ચક્ર સાથે બાંધનારી સાંકળથી છુટા થવું, તેનું નામ શાંતિ છે. તે તોફાનના મધ્ય ભાગમાં પ્રવેશ કરવાની ક્રિયા છે,વિચારને શાંત કરવાની રીતિ છે. આપણા વિચારો, અને આપણા મનની આસક્તિ આપણને બ્હારની વસ્તુઓ સાથે બાંધે છે. તે વસ્તુઓ જાતે તો સારી કે ખોટી નથી. આપણે આ-પણા વિચારોથી તે વસ્તુઓને આધીન થઇએ છીએ, તે વસ્તુઓના ગુલામ બનીએ છીયે. તમારા વિચારો પર કાબુ મેળવો, એટલે તમે સ્વતંત્ર છો. પછી બ્હા-રની વસ્તુઓને તમે મરજી માફક વાપરી શકો. અથવા મરજી માફક તે વસ્તુઓને તમે જતી કરો.

આ શિક્ષણમાં કાંઇ નવીન નથી. પ્રાચીન કાળથી જ્ઞાનીઓ—અનુભવીઓ એજ ઉપદેશ આપી રહ્યા છે કઠોપનિષદ્માં લખ્યું છે કેઃ—

यथोदकं दुर्गे वृष्टं पर्वतेषु विधावति ।
एवं धर्मान् पृथक् पश्यंस्तानेवानुविधावति ॥

જેવી રીતે પર્વતની બાજુએ પડેલું પાણી ચારે બાજુએ દોડે છે તેવી રીતે પ્રકૃતિના પૃથક્ પૃથક્ (જુદા જુદા) ગુ-ણોને જોનાર સર્વ બાજુએ તે ગુણોની પાછળ ધસે છે.

અશાંત મનુષ્યનું આ ચિત્ર છે. ચિત્ર ઘણુંજ બંધબેસતું છે, મેઘનુ જળ પર્વતના શિખર પર પડે છે. અને તે શિખર પરથી ચારે બાજુએ ખડકો ઉપર પાણીના પ્રવાહો વહે છે. આ બધા પ્રવાહોને રોકવા ઇચ્છતા મનુષ્યની કલ્પના કરો. અત્યારે જગતના મનુષ્યોની મોટે ભાગે આવીજ દશા છે. આ પાણીના પ્રવાહને રોકવાને પ્રયત્ન કરવો તે વિવિધ વિષયો ભણી દોડતા મનના તરંગોને રોકવા સમાન ક્રિયા છે. ત્યારે કરવું શું ?

**यथोदकं शुद्धे शुद्धमासिक्तं तादृगवे भवति ।**
**एवं मुनेर्विजानत आत्मा भवति गौतम ॥**

જેવી રીતે ચોખ્ખા પાણીમાં પડેલું ચોખ્ખું પાણી તેવુંજ ચોખ્ખુંજ—રહે છે તેવી રીતે હે ગૌતમ ! જ્ઞાની અને વિચાર કરતો આત્મા પણ પવિત્ર રહે છે. આ શાંતિનું ઉત્તમ ઉદાહરણ છે. છએ બાજુએ કાચની બનાવેલી એક ટાંકી કલ્પો, અને તે સ્વચ્છ જળથી ભરેલી છે, એમ વિચારો. હવે એક મનુષ્ય સ્વચ્છ જળથી ભરેલી શીશી લઇને આવે છે, અને તે શીશીનું પાણી ધીમેથી ટાંકીમાં રેડે છે. તો પછી તેનું શું થશે ? કાંઈ પણ બનશે નહિ, સ્વચ્છ જળ સ્વચ્છ જળમાં ભળી જશે—જળ તેવુંને તેવું રહેશે. ત્યાં સ્થાન ભેદ થશે નહિ, રંગનો ભેદ થશે નહિ, પણ પૂર્ણ એકતા જણાશે.

ઉપરના દૃષ્ટાંતમાં વર્ણવેલી ટાંકી એ વિશ્વનું મોટું

જળાશય છે, જેની અંદર સર્વનું જીવન–પૂર્ણ અને અને પવિત્ર આત્મા રહેલો છે. આપણે દરેક તે મહા જળાશયના એક બિન્દુ રૂપ છીએ અને તે પાત્ર પૂર્ણ અને પવિત્ર ન પણ હોય, પણ પાણી તો પવિત્રજ છે. જીવનનો મહાન્ સમુદ્ર સર્વ મર્ત્ય આકારોની પેલી પાર રહેલો છે, તેને આપણે મળીએ છીએ, ત્યારે તે મળવાની ક્રિયા તે નાના પાત્રમાંનું જળ મોટા જળાશયમાં નાખવા સરખી છે. નાના પાત્રમાં રહેલા જળરૂપ આપણે જો પવિત્ર હોઈએ તો કોઈ પણ જાતની અવ્યવસ્થા કે અશાંતિ વિના આપણે તે મહાન્ શુદ્ધ સમુદ્ર સાથે એકતા અનુભવી શકીએ. જો આ સ્થિતિ આપણી થાય તો આખું વિશ્વ આપણને હરિરૂપ લાગશે. આપણે હરિરૂપ બનીશું, અને જગતને હરિરૂપ જોઇશું. તે વખતે આપણને લાગશે કે કોઇ પણ મનુષ્યનું ખરૂં સ્વરૂપ આપણા શુદ્ધ સ્વરૂપથી જુદું નથી. જ્યારે પ્રકૃતિ અને પ્રકૃતિના ગુણોની પાછળ જઈ આપણે આપણા સાચા સ્વરૂપનું દર્શન કરીશું, તે પળથીજ આપણે જ્યાં ત્યાં પ્રભુનેજ નીહાળીશું–દરેકની પ્રકૃતિની પાછળ રહેલા શુદ્ધ સ્વરૂપને જોઇ શકીશું, અને ગમે તેવા આકારમાં આચ્છાદિત થયેલા શુદ્ધ સ્વરૂપને આપણે ચાહી શકીશું.

જે આત્મામાં સર્વને જુએ છે, અને સર્વમાં આત્માને જુએ છે તે કોઇથી પણ વિમુખ થઈ શકતો નથી. આત્માજ બધા આકારો પાછળ રહેલું જીવન છે,

એવું અનુભવનારને મોહ કે શોક ક્યાંથી હોય ? શુદ્ધ જળ શુદ્ધ જળ સાથે મળે ત્યારે અશાંતિને અવ્યવસ્થા ન થાય, પણ પ્રશ્ન એ થાય છે કે તો પછી જળને શુદ્ધ શીરીતે કરવું ? **રાગ, દ્વેષ અને અહંતાથી** મલીન થયેલા જળને શુદ્ધ કેમ બનાવવું ? લેઓટઝ નામનો ચીનનો મોટો તત્ત્વજ્ઞાની આ પ્રશ્નનો જવાબ આપે છે કે "**તમે પાણીને શાંત પડી રહેવા દો, તો તે પોતાની મેળે સ્વચ્છ થઈ જશે**" આ વાક્ય પર આપણે વિચાર કરીશું. વરસાદના ઝાપટાં પડ્યા પછી જો આપણે કોઇ સામાન્ય રસ્તા પર થઈ ને ગયા હોઇએ તો કેટલેક સ્થળે પાણીનાં ખાબોચીઆં આપણી નજરે પડે છે. તે લોકોના તથા પશુઓનાં પગલાંથી ગંદા અને દેખાવમાં કદ્રૂપા લાગશે. પણ લોકોની આવજા બંધ થઈ ગઇ ત્યારે આપણે તે રસ્તે થઇને થોડા કલાક પછી જઇએ તો આપણને જણાય છે કે ખાબોચીઆનો કચરો નીચે બેસી ગયેલો હોય છે, અને તે દર્પણ જેવું નિર્મળ હોય છે, અને તેમાં વૃક્ષોનાં, વાદળાનાં, સૂર્યાસ્તનાં અને તારાઓનાં પ્રતિબિંબો પડેલાં જણાશે. હવે આપણે મનરૂપી દર્પણનો વિચાર કરીએ. મનને થોડું વખત એકલું રહેવા દો. ઉદ્વેગ કરનારા વિચારોનો, ચિંતાઓનો, પોતાની મહત્તાનો અને ફરજો સંબંધીના પટપટરાનો કચરો નીચે બેસવા દો, અને થોડી વારમાં મનમાં શાંતિનો અનુભવ થશે. નહિ ધારેલું કે જોયેલું તમે કાંઈક જોઇ શકશો.

શાશ્વત અને સત્ય દુનિયાની કાંઇક ઝાંખી થશે. એડવર્ડ કારપેન્ટર તેના એક કાવ્યમાં જણાવે છે કે:–

"તમારા મનનાં પાણીને ઘડીકમાં આ બાજુએ અને ઘડીકમાં બીજી બાજુએ બેદરકારીથી ઢોળીનાખતા ના. જો તમે ઢોળી નાખશો તો તેના પરિણામે જંગલમાં અદૃશ્ય થઈ નાશ પામતા ઝરા સમાન તમે થઇ જશો. પણ મનનાં પાણીને એક સ્થળે એકત્રિત કરો, તેને શાંત બનાવો, બહુજ શાંત બનાવો. તેને એટલાં બધાં સ્વચ્છ અને દર્પણ જેવાં નિર્મળ બનાવો કે તે જળમાં પર્વતો અને આકાશની સુંદરતાનું આબેહુબ પ્રતિબિંબ પડે. તે ઝરાનું પાણી પીવાને હરણીઆં આવશે, અને સિંહ પણ પોતાની તરસ છીપાવવાને આવશે. પ્રેમ પોતે આવશે, નીચો નમશે અને તમારામાં પોતાનું પ્રતિબિંબ જોશે"

ખરેખર આપણામાં અમૂલ્ય અને અનુપમ વસ્તુ રહેલી છે. પણ કાદવમાં પગ મૂકીને ચાલવાથી આપણે તેને શોધી શકતા નથી. દુનિયાના પવનનો ઝપાટો એટલો સખ્ત છે કે આપણે તેને લીધે શાંતિના પ્રદેશમાં પ્રવેશ કરી શકતા નથી. પશ્ચિમના પ્રદેશોની મુલાકાત લીધા પછી એકવાર શ્રી રવીન્દ્રનાથ ટાગોરે કહ્યું હતું કે, પશ્ચિમની પ્રજાનું મુખ્ય લક્ષણ અવિશ્રાંત ચાલુ પ્રવૃત્તિ છે. તેનું તેમને ભાન નથી. તેથી તેઓ પુરવેગથી બ્હાર દોડતા જણાય છે. તમે :જો અંતરાત્મા સાથે ઐકય અનુભવો તોજ ખરી શાંતિ તમે પ્રાપ્ત કરી

શકો. ઐક્ય અનુભવવામાં મોટી અડચણ રૂપ આપણું મન છે. મન બ્હાર ચારે બાજુએ દરેક વિષયમાં દોડવા માગે છે, અને ઉતાવળ તથા દોડધામને લીધે અંતર આત્મા તથા કુદરત સાથેનો સંબંધ તરતજ તોડી નાખે છે. ઘણાખરા રોગો—લગભગ બધા રોગો આ મનની અવ્યવસ્થિત સ્થિતિમાંથી પ્રગટે છે. જે પ્રમાણમાં મનુષ્ય અંતર્મુખ વસે અને અંતરાત્મા સાથે ઐક્ય અનુભવે, તે પ્રમાણમાં મન ઉપર તેનો કાબુ આવતો જાય છે. તે ધારે તે વિચારોને આવકાર આપવાને, ધારે તે વિચારોને જતા કરવાને અને વિચારો પર રાજ્ય ચલાવવાને શક્તિમાન્ થાય છે. જે મનુષ્ય આ ક્રિયા કરી શકે છે તે મનથી તેમજ શરીરથી તંદુરસ્ત બને છે.

ઉપર જણાવ્યા પ્રમાણે આપણે આપણી સ્થિતિ અને સ્થાનથી બંધાયેલા છીએ, આપણે કેટલેક અંશે અમુક ફરજોથી બંધાયેલા હોઇએ, પણ તેથી આપણાં મન કેદી બનવાં જોઇતાં નથી. આપણે તીવ્રતાથી અને પૂર્ણ શકિતથી બ્હારનું કોઇ કામ કરીએ, તે સમયે પણ મનને સ્વતંત્ર અને મુક્ત રાખવાનું બની શકે તેમ છે. કાર્યના **પરિણામ**ના સંબંધમાં **તટસ્થ** રહી આપણે દરેક કાર્ય કરીએ તો આપણે મનની શાંતિ બહુ સારી રીતે જાળવી શકીએ. રાગ દ્વેષથી અને કાર્યના ફળ પ્રત્યેની આસક્તિથી આપણું મન અવ્યવસ્થિત રહે છે. અને મનની તેવી દશાને લીધે

શરીરને ભારે ઘસારો પહોંચે છે, અને મરવાની આળસે જીવતા હોઇએ તેવો શરીરનો દેખાવ થઇ જાય છે. દરેક પળે પ્રવૃત્તિ કરવીજ જોઈએ, એ પણ જરૂરનું નથી. કોઇવાર બાહ્ય પ્રવૃત્તિ વગરના રહેવું પડે, તે સમયે પણ આપણી શાંતિમાં ભંગ થવો ન જોઇએ. ત્યારે પણ આપણે જીવનના વિશેષ ઉંડા પ્રવાહોમાં આનંદ લેતા હોવા જોઇએ. દીવાદાંડીમાંથી નીકળતું કિરણ અસાધારણ ગતિથી જમીન અને દરિયા પર હાલતું દેખાય છે, અને આપણને એમ પણ લાગે કે દીવાદાંડીનો પ્રકાશ પૂર્ણ વેગથી હાલતો હશે. પણ જો આપણે દીવાદાંડીના મકાન પર જઇને જોઈએ તો **દીપક** તદ્દન **સ્થિર** હોય છે. ફક્ત તે દીપકનું પ્રતિબિંબ ફરતું હોય છે. ઘોડેસ્વાર ઘોડાને આમ તેમ કુદાવે છે, પણ પોતે ગતિ કરે છે કે કેમ એ એક પ્રશ્ન છે. જો આપણે મનને તથા શરીરને આપણાં **સાધ**નો તરીકે વાપરી શકીએ તોજ તે મનની તથા શરીરની પ્રવૃત્તિમાં તેમજ અપ્રવૃત્તિમાં આપણે શાંતિમાં રહી શકીએ. જો મન તથા શરીરને સાધન રૂપ ગણવાને બદલે આપણે તેમની સાથે **એક થઇ જઇએ** તો અશાંતિના વમળથી મુક્ત થવું ઘણું કઠણ છે.

જો તમે તમારા આત્માને પરમાત્મા સાથે એક તરીકે અનુભવવા સમર્થ થાઓ તો તમે જે ઇચ્છશો તે પરમાત્મા ઈચ્છશે, અને કુદરતની બધી શક્તિઓ

તમારી સેવામાં હાજર થશે, અને તમારી જરૂરીઆતો પુરી પાડવામાં મદદગાર થશે.

આ વિશ્વમાં ઘણી વસ્તુઓ અંતર પડદામાં–અદૃશ્ય રહેલી છે તેનું વર્ણન કરવું મુશ્કેલ છે; છતાં તેનો અનુભવ થઈ શકે, અને તે અનુભવ કરવાનો આધાર આપણા વિચારોને શાંત કરવા પર રહેલો છે.

હલકા મનના સંખ્યાબંધ શત્રુઓની વચમાં થઈને ઇજા પામ્યા કે ગભરાટ વિના સ્વર્ગના હૃદયમાં પ્રવેશ કરવાની ક્રિયા તે વિચારોને શાંત કરવાની ક્રિયા છે. આ શક્તિ કેવી રીતે પ્રાપ્ત કરવી ?

તેને વાસ્તે એકજ માર્ગ છે. અને તે એ છે કે તે કામ કરવા માંડો, તે કરવાનો **અભ્યાસ** પાડો. જો તમારે ક્રીકેટ રમતાં શીખવું હોય તો તે ખેલવા માંડો. જો તમારે તરતાં શીખવું હોય તો તરવા માડો. જે મનુષ્ય એમ વિચારે કે મને તરતાં નહિ આવડે ત્યાં સુધી હું પાણીમાં પગ નહિ મૂકું–તેવો મનુષ્ય કદાપિ તરતાં શીખી શકે નહિ. મનને વશ કરવાને પણ અભ્યાસ સિવાય બીજો કોઈ માર્ગ નથી. જો તમારે વિચારસંયમની અમૂલ્ય શક્તિ પ્રાપ્ત કરવી હોય, જો તમારે વિચારોને વાપરવાની અથવા મરજી આવે ત્યારે વિચારરહિત બનવાની શક્તિ મેળવવી હોય તો તેમ કરવાનો અભ્યાસ પાડવા સિવાય બીજો કોઇ માર્ગ નથી. અને આ અભ્યાસ વાસ્તે બે પ્રકારની કસરતો કરવાની જરૂર છે.

(૧) એકાગ્રતા–કોઈ અમુક વિષય ઉપર અમુક સમય સુધી મનને સ્થિર–એકાગ્ર રાખવાની શક્તિ.

(૨) અમુક વિચારને કાઢી નાખવાની શક્તિ–મનમાંથી અમુક વિચાર કાઢી નાખવાની અને અમુક વખત સુધી તે વિચારને મનમાં પ્રવેશ કરવા નહિ દેવાની ક્રિયા.

આ બંને ક્રિયાઓ કઠણ છે, પણ ખરી શાંતિને વાસ્તે તે જરૂરની છે. અભ્યાસથી–ટેવથી તે બંને કામ કરવાની શક્તિ ખીલે છે. અભ્યાસ કરતાં કરતાં છેવટે એવો સમય આવે છે કે જ્યારે મનુષ્ય પોતાના મનમાંથી ગમે તે વિચારને દૂર કાઢી શકે છે, એટલુંજ નહિ પણ થોડા સમય સુધી તો કોઈ પણ જાતના વિચારને મનમાં દાખલ નહિ થવા દેવાની શક્તિ મેળવે છે. આ પગથિએ આવી પહોંચતાં સર્વ પ્રાણીઓની આસપાસ ફરી વળેલો માયાનો પડદો ચીરાય છે અને તે મનુષ્ય શાંતિના સ્વર્ગમાં ( સંપૂર્ણ શક્તિ અને સંપૂર્ણ જ્ઞાનના સ્વર્ગમાં ) પ્રવેશ કરી શકે છે.

આ પરમ સ્થિતિને સહાયક બ્હારનાં અનેક સાધનો છે, પણ તેમાં નીચેનાં બે સાધનો વિશેપ હિતકર જણાય છે.

(૧) **ખુલ્લી હવાનું જીવન**—આધ્યાત્મિક જીવન ગાળનારે ઘરના વાતાવરણમાં નહિ ભરાઇ રહેતાં ખુલ્લી હવાનો લાભ લેવો જોઈએ. આમાં કાર્બોનિક એસીડ ગેસને બદલે ઓક્સિજન શ્વાસમાં લેવાનો પ્રશ્ન

નથી. ખુલ્લી જગ્યામાં અને કુદરતમાં દિવ્ય હાજરીની અને દિવ્ય પ્રભાવની અસર વધારે પ્રમાણમાં જણાઇ આવે છે. વિશાળ જગ્યા મનને વિશાળ બનાવે છે, અને નકામી ચિંતાઓ અને ઉદ્વેગને હડસેલી મૂકે છે. બંધાયેલી જગ્યામાં સર્વ જાતના નકામા અને મૂર્ખતા-ભર્યા વિચારો જંતુઓની માફક ઉભરાઇ જાય છે, અને તે આત્માના પ્રકાશને વાદળની માફક ઢાંકી દે છે. આ બાબતનો અનુભવ કરો, ખુલ્લી હવાનું જીવન જીવો, એટલે તમને તેની ખાત્રી થશે.

(૨) **પ્રેમમય વાતાવરણનું જીવન.** જેમ સ્થુળ શરીરથી ખુલ્લી હવામાં રહેવું એ જરૂરનું છે, તેમ ભાવનાથી અને મનથી **પ્રેમના** વાતાવરણમાં રહેવું એ પણ એટલુંજ અગત્યનું છે. તને વાસ્તે મનની **વિશાળતા**ની જરૂર છે કે જેથી બદ્ધમતો, સંકુચિત વિચારો અને અંધશ્રદ્ધાનાં પાશમાં સપડાઇ જવાય નહિ. જ્યાં મનની વિશાળતા છે, ત્યાં સહાનુભૂતિ છે, શાંતિ છે, અને સંયમ છે. હૃદયમાં વિશાળતા પ્રકટતાં ક્ષુલ્લક દ્વેષભાવ, શત્રુતા અને તુચ્છતા વગેરે દુર્ગુણો આપોઆપ નાશ પામે છે.

કોઈ પણ વસ્તુની પ્રાપ્તિનો ઉપાય તે મેળવવા માટે ખરા દીલથી પ્રયત્ન કરવામાં રહેલો છે. અને તે વાસ્તે વ્યવસ્થિત રીતે અભ્યાસ પાડવાની જરૂર છે.

આ દિશામાં પ્રયત્ન કરનાર વાસ્તે માર્ગ ખુલ્લો થતો જાય છે. તે મનુષ્ય ઉજજડ જંગલમાંથી ખુલ્લી જમીનમાં

આવતો જાય છે. અને તે અંધકારમાંથી પ્રકાશ ભણી જતો જાય છે. ખરા અંતઃકરણથી પ્રયત્ન કરનાર માટે નિષ્ફળતા છેજ નહિ. દરેક આગળનું પગલું ગમે તેટલું નાનું હોય અને તેનું પરિણામ પ્રારંભમાં ગમે તેટલું અલ્પ આવે; તો પણ તે દરેક પગલું મનુષ્યને આગળ ને આગળ લઇ જાય છે અને તે સાચી શાંતિની સમીપ ને વિશેષ સમીપ આવતો જાય છે.



# આનંદની શોધ.

દરેક મનુષ્ય આનંદને શોધે છે. કારણ કે આનંદ તેનો આત્માનો સ્વભાવ છે. તે આનંદ બાહ્ય વસ્તુ-ઓમાં રહેલો નથી, પણ તેના પોતાનામાં રહેલો છે. તે આનંદની પ્રાપ્તિ એ દરેક જીવનું સાધ્ય છે હોવુ જોઈએ. જ્યાં સુધી જીવને પૂર્ણ સ્વતંત્રતા—મુક્તિ પ્રાપ્ત ન થાય, અને પૂર્ણ આનંદ ન મળે ત્યાં સુધી તેને સંતોષ થતો નથી, માટે પૂર્ણ સ્વતંત્રતા અને પૂર્ણ આનંદ એજ મનુષ્યનું સાચું ધ્યેય છે. તે આ-નંદની શોધમાં નીકળેલો જીવ પોતાનું ધ્યેય ઘણીવાર ભૂલી જાય છે અને તે રસ્તામાં મળી આવતી અનેક સુખ સગવડોમાં મગ્ન થઈ જાય છે. તે ધ્યેયનું દર્શન

થયેલું નહિ હોવાથી, મુક્તિનેજ પોતાનું અંતિમ સાધ્ય નહિ માનેલું હોવાથી, જ્યાં સુખ સગવડ મળે ત્યાં બેસી જવા લલચાય છે, ત્યાં તેને આરામ મળે છે, પણ ખરી શાંતિ કે આનંદ મળતો નથી. મનુષ્ય સુખ સગવડ—આરામને શોધે છે, અને સુખ સગવડ ખાતર રૂઢીઓ પેદા થાય છે, ભય પ્રગટે છે, દબાવનારી નીતિ જન્મે છે, તેમજ વિવિધ ધર્મક્રિયાઓ અને પ્રથાઓ હયાતીમાં આવે છે. જે મનુષ્યને પોતાનું મુક્તિરૂપ સાધ્ય નક્કી છે, તે કોઇ પણ રીતે કોઇ પણ સ્થળમાં બંધાઇ જતો નથી. તે તો જીવનને શોધે છે. જીવન હમેશ પ્રગતિ કર્યા કરે છે. જીવનને ચ્હાનાર મનુષ્યને પોતાના પગપર ઉભું રહેવું પડે છે અને સુખસગવડને શોધનાર મનુષ્યને તે ગમતું નથી. સામાન્ય મનુષ્યો હમેશ પરાશ્રયી હોય છે. તેઓ બીજાઓ જે પ્રેરણા આપે તે પ્રમાણે ગતિ કરે છે, અને બ્હારની પ્રેરણા ન મળે તો ખાબોચીઆના પાણીની પેઠે એક સ્થળમાં પડી રહેવાનું પસંદ કરે છે,

અમેરિકામાં એકવાર ગુલામગીરીનો ધંધો ચાલતો હતો. પ્રથમ ઉત્તર અમેરિકામાં તે રીવાજ બંધ થયો. દક્ષિણ અમેરિકાવાળાએ તે રીવાજ બંધ કરવા ના પાડી, તેથી ઉત્તર અમેરિકાવાળાએ દક્ષિણ અમેરિકાવાળા સાથે યુદ્ધ કર્યું, તેમને હરાવ્યા અને અનેક ગુલામોને તેમની ગુલામગીરીમાંથી મુક્ત કર્યા. ગુલામો આથી પ્રસન્ન થવાને બદલે નારાજ થયા.

પરાધીન સ્થિતિમાં લાંબા સમય સુધી રહેલા તે ગુલામો બોલી ઉઠ્યા, "અમને શું કરવા છૂટા કરો છો? અમારા જુના શેઠ મારતા હતા, અનેક રીતે હેરાન કરતા હતા. પણ ખાવાનું તો આપતા હતા, હવે અમે શું કરીશું?" તેજ રીતે જ્યારે પર પ્રેરિત ગતિવાળાને—પરાશ્રયી મનુષ્યને સ્વાશ્રયી થવાને કહેવામાં આવે છે, જ્યારે દરેકને પોતાના પગ ઉપર ઉભા રહેવાનો ઉપદેશ આપવામાં આવે છે, ત્યારે તે જણાવે છે કે "તમે અમારા ટેકાઓ શા માટે લઇ લો છો? ભલે અમે આખી જીંદગી સુધી લંગડા રહીએ—પરાશ્રયી રહીએ, પણ અમને જે ટેકાઓ, જે રીવાજો, ક્રિયાઓ, રૂઢીઓ આધારભૂત છે તે તમે શા સારૂ અમારી પાસેથી પડાવી લો છો?

પૂર્ણતા વાસ્તે—મુક્તિ વાસ્તે ક્રિયાઓ બીન જરૂરી છે. કોઈ પણ જાતની ક્રિયા મુક્તિ આપી શકે નહિ. જે જીવન છે, જે अकृत—કોઈથી પેદા થયેલું નથી, તે જીવન कृतेन—કોઇ પણ ક્રિયાથી પ્રાપ્ત થઇ શકે નહિ. તે તો અંતરમાં અનુભવાય.આવું સાંભળતાં બાહ્ય ક્રિયાઓ ઉપર આધાર રાખનાર મનુષ્ય વિચારમાં પડી જાય છે. તેના પગ નીચેની પૃથ્વી સરી જતી હોય એમ ભાસે છે. કારણ કે હવે તેને પોતાના પગ ઉપર ઉભું રહેવું પડશે, એ વિચાર તેને ઘણો ભારે અને ભયંકર લાગે છે.

જ્યાં સુધી મનુષ્ય પોતાના પગ પર ઉભો રહેવા

શીખ્યો નથી. ત્યાં સુધી પોતાનામાં કેટલું બળ છે, તેનો તેને ખ્યાલ પણ આવી શકે નહિ. સ્વાશ્રયી થવા ઇચ્છતું, પોતાના પગ ઉપર ઉભા રહી ચાલતાં શીખનારૂં બાળક પ્રારંભમાં પડે પણ ખરૂં, ભૂલો પણ કરે, પણ થોડા વખતમાં તે ટટાર ઉભું રહેતાં શીખે છે, તેમ બાહ્ય ક્રિયાઓ ઉપર આધાર રાખવાને બદલે જ્યારે જીવ પોતાના ઉપર આધાર રાખવા માંડે છે, ત્યારે પ્રથમ તો એકલાપણાનો તેને ખ્યાલ આવે છે, હૃદયમાં શૂન્યતા પ્રકટે છે, કોઇ પ્રિય વસ્તુ ચાલી ગઈ હોય અને તેનો વિયોગ થયો હોય એવું તેને દુઃખ થાય છે. હૃદયના તાર તૂટતા હોય એવું લાગે છે. આ સ્થિતિ થોડીવાર, થોડા દિવસ, કોઈક કેસમાં તો થોડા માસ સુધી પણ ચાલે. પણ જો મનુષ્ય તેમાં ટકી શકે તો અંતરમાંથી ખરૂં બળ તેને પ્રાપ્ત થાય છે. તે એક વીરની માફક ઉભો રહી શકે છે. તે સાધ્યની સમીપ આવે છે. વિશ્વવ્યાપી જીવન સાથે તે એકતા અનુભવે છે, પછીથી કોઇથી વિયોગ થાય તેવું રહેતું નથી. પણ આ બધા વાસ્તે **સાધ્યના દર્શનની** અને **હિમ્મતની** જરૂર છે. અભય વિના મનુષ્ય આ માર્ગે પગ મૂકી શકે નહિ.

હરિનો માર્ગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને.
પ્રથમ પહેલું મસ્તક મૂકી, પછી લેવું નામ જોને—હરિ.

કોઇ પણ ક્રિયા કે બાહ્ય સાધન મનુષ્યને આરામ આપે, પણ તે શાશ્વત હોઇ શકે નહિ. એટલે છેવટે

તે તજીને આગળ પ્રગતિ કર્યા વિના છૂટકો જ નથી. આગળ ચાલવું, પ્રગતિ કરવી, હોઈએ તે સ્થિતિમાંથી નીકળી ઉન્નતિને માર્ગે પ્રયાણ કરવું તેનું નામ "ધર્મ" કહેવાય છે, અને જે ખાબોચીઆમાં જન્મ થયો, તેજ ખાબોચીઆમાં આખી જીંદગી સુધી પડી રહેવું, અને આગળ વધવાને પ્રયત્ન ન કરવો તે "અધર્મ" છે. મનુષ્ય અમુક માન્યતાઓ સાથે જન્મે એમાં વાંધો નથી; પણ તેજ માન્યતાઓ સાથે મરે, અને આખી જીંદગીમાં તેમાં કાંઈ પણ ફેરફાર ન કરી શકે, તે સ્થિતિ ખરેખર દયાજનક છે. જ્યાં જીવન છે, ત્યાં વિકાસ થવો જ જોઈએ. જ્યાં વિકાસ નથી, પ્રગતિ નથી, ત્યાં જડતા છે, ત્યાં પ્રકૃતિની સત્તા છે. આરામનાં સ્થાનો તજી આગળ જતાં દુઃખ તો થાય, પણ જેણે પરમ આનંદ અને પૂર્ણ સ્વતંત્રતા રૂપી સાધ્ય નક્કી કર્યું છે, તેવો મનુષ્ય તો તે સાધ્યભણી દૃષ્ટિ રાખી ચાલ્યાં કરે છે. રસ્તામાં સુખ સગવડનાં સ્થાનો આવે, તે વખતે તે **લોભાઈ જાય** એવો સંભવ ખરો, પણ જેણે સાધ્ય તરફ દૃષ્ટિ રાખી છે, તે તેવા સ્થળમાં **ઝાઝો વખત ભરાઇ** રહે નહિ. પર્વતના શિખર ભણી જતાં રસ્તામાં આવતાં આરામ સ્થળો જોઇ કોઈકને ત્યાં બેસવાનું મન-રૂચિ થાય, તે થોડો વખત તે આરામ સ્થળમાં સુખ સગવડ માટે બેસે પણ ખરો, પણ ત્યાંજ તે અટકી જાય નહિ, કારણ કે તેનું સાધ્ય-પર્વતનું શિખર-વિશ્વ જીવનની સાથેની એકતા-તેના આત્માને આમંત્રણ

કરે છે, એટલે તે સુખસગવડનાં સ્થળોને પડતાં મૂકી ત્વરિત ગતિથી પોતાના સાધ્ય ભણી પ્રયાણ કરે છે.

આ આરામ સ્થળો રૂપી તેની ઈષ્ટ વસ્તુઓને તજતાં તેને દુઃખ થતું નથી. કારણ કે તે વસ્તુઓની મોહકતા કરતાં સાધ્ય પ્રાપ્તિનો આનંદ તેને વધારે આકર્ષિત કરે છે, એટલે આ ત્યાગમાં **દુઃખ** નહિ પણ સાધ્ય પ્રાપ્તિનો **આનંદ** રહેલો હોય છે. તે જીવનના બધા બનાવોને હવે **સુખ સગવડની દૃષ્ટિથી** નહિ પણ **પરમ સુખરૂપ સાધ્યની** દૃષ્ટિએ તપાસે છે, અવલોકે છે, એટલે જે વસ્તુઓ તેને નિર્દોષ લાગતી હતી, તેવી ઘણી વસ્તુઓને પણ તે જતી કરે છે. તે જીવ મુસાફર પોતાના પ્રિયતમરૂપ સાધ્યને મળવા નીકળેલો છે, તેને કોઈ મિત્ર માર્ગમાં મળે છે, વાતો કરવા વાસ્તે આમંત્રણ આપે છે. તે તેની સાથે થોડીવાર વાત કરે છે, પણ કહે છે કે “ભાઇ! મારે તો મારા પ્રિયતમને મળવા જવું છે, રસ્તામાં વિશેષ થોભવાનો મને અવકાશ નથી.” જ્યાં સુધી તેને પ્રિયતમની લગની નહોતી લાગી, ત્યાં સુધી તે પોતાના સમય અને શક્તિનો અનેક રીતે નકામો વ્યય કરતો હતો, પણ હવે તો પ્રિયતમને મળવામાં—સંપૂર્ણ આનંદ અને સ્વતંત્રતા મેળવવામાં—વિશ્વજીવન સાથે એકતા અનુભવવામાં જે કાંઇ વસ્તુ, વિચાર, વૃત્તિ કે મનુષ્ય વિઘ્નકારક લાગે તેનો ત્યાગ કરતાં તે અચકાતો નથી.

ત્યાગ કરૂં છું, તેનો તે વિચારજ કરતો નથી. તે તો આનંદનો ભોકતા થવા માગે છે. તે આનંદ તેના પોતાનામાં છે, તેના જીવનમાં છે. તે આનંદને અનુભવવો એજ જીવનનું ધ્યેય છે, એજ માર્ગ છે, એજ પરમ સાધ્ય છે.

જેમણે ભૂતકાળમાં તે **સત્યતાની** સાચી સ્થિતિની પ્રાપ્તિ કરી છે, અને અત્યારે પણ જેઓએ તે ભવ્યપદ પ્રાપ્ત કર્યું છે, તેમનામાં ખાસ ગુણો કયા હતા, તેનો આપણે હવે વિચાર કરીશું. તે ગુણોમાં મુખ્ય ત્રણ ગુણો આપણી નજર આગળ તરી આવે છે (૧) **જે અસત્ય જણાય તેનો ત્યાગ કરવાની પ્રબલવૃત્તિ. (૨) શંકા ઉઠાવી સત્યનો નિર્ણય કરવાની અડગ ભાવના** અને (૩) **મેરૂ પર્વત જેવી અકમ્પ નિર્ભયતા.**

જે જે મહાપુરૂષો થઇ ગયા, તેમણે ભિન્ન ભિન્ન રસ્તે સત્યતાની પ્રાપ્તિ કરી છે. સત્યતાને શોધવાની રીતો એટલી બધી ભિન્ન હોય છે કે કેટલીકવાર તે આપણને પરસ્પર વિરોધી લાગે છે. એક દક્ષિણમાં જઇને અમુક સ્થળે પહોંચે અને બીજો ઉત્તરમાં જઇને તેજ સ્થળે પહોંચે. પણ આટલી વાત તો ચોકસ છે કે તેઓ ગમે તે માર્ગે જાય, છતાં તેઓ સામાન્ય સાધ્યે પહોંચે છે. સત્યની શોધ કરનારા પુરૂષોમાં આટલું તો સામાન્ય હોય છે કે તેઓ પોતાના કાર્યમાં ખંતથી મંડયા રહે છે, અને તેમનાં જીવન ઉત્સાહથી ભરેલાં હોય છે.

**જુદી જુદી દિશાએથી પ્રયાણ કરવા છતાં શી રીતે તેઓ એકજ સાધ્યબિન્દુએ આવી પહોંચે છે?**

કારણ કે તેઓની શોધપાછળ આધ્યાત્મિક જીવનના કેટલાક સામાન્યતત્ત્વો રહેલાં હોય છે. તેમાંનું સૌથી પ્રથમ અને મોખરે આવતું તત્ત્વ **ત્યાગ** છે. અમુક વસ્તુ વિના જીવન ટકી શકશે નહિ એમ માનીને જ્યાં સુધી મનુષ્ય અમુક વસ્તુને વળગી રહે છે, ત્યાં સુધી તે ખરી રીતે સત્યની શોધમાં નીકળ્યોજ નથી.

જ્યાં સુધી અમુક માલીકીની વસ્તુઓને આપણે વળગી રહીએ, ત્યાં સુધી આપણે સાધ્ય તરફ ખરી રીતે જતા નથી. જો કે આપણે એમ કહીએ છીએ કે અમે તો સાધ્યની શોધમાં છીએ પણ વસ્તુત: હજી આપણે ખરી શરૂઆત કરી નથી. આ માલીકીની વસ્તુઓ કેવળ સ્થૂળ વસ્તુઓજ નહિ, પણ આપણા વિચારો, આપણી લાગણીઓ, પણ માલીકીની વસ્તુઓ બને છે. કેટલીકવાર આ માલીકીની વસ્તુઓ અમુક માન્યતાઓ, અમુક ધર્મના સંકુચિત વિચારો, અથવા અમુક જુની રૂઢીઓ હોય છે. આપણે જો ખરી શોધમાં નીકળવું હોય તો બધી માલીકીની વસ્તુઓનો–પરિગ્રહનો ત્યાગ કરવા તૈયાર થવું જોઈએ. સાચા સંન્યાસી–ત્યાગ કરનારા, સાચા નિર્ગ્રંથ–બંધન વિનાના, સાચા અનગાર–ગૃહ વિનાના થવું જોઈએ.

**સંન્યાસી–નિર્ગ્રંથ–અનગાર–વગેરે શબ્દો સૂચવે છે કે સત્યની શોધ કરનારા નિષ્પરિગ્રહી–પરિગ્રહ વિનાના,**

કોઇપણ જાતની માલીકી વિનાના હોવા જોઇએ. જેમ પીળાં કષાયેલાં વસ્ત્રો પહેરવાથી કે કમંડળ ધારણ કરવાથી કે કફની પહેરવાથી કોઇ સંન્યાસી થતો નથી, તેમ મારા હૃદયમાં કોઇ પણ જાતનું બંધન નથી, એમ કહેવાથી કોઇ બંધનમુક્ત થતું નથી. ખરી વસ્તુ એજ છે કે મનુષ્યનું હૃદય વસ્તુઓ, લાગણીઓ અને વૃત્તિઓથી બંધાયેલું છે કે નહિ તેજ જોવાનું છે.

આ ત્યાગ **એકવાર** કરવાથી ચાલતું **નથી.** તે **ચાલુ** થવો જોઇએ. સત્યતાનું ભાન દર કલાકે વધતું જાય છે. તે પ્રમાણમાં તે સત્યતાની દૃષ્ટિએ જે અસત્ય લાગે તે છોડવાને મનુષ્યે તૈયાર થવું જોઇએ. માટે સત્યતા તરફ ખરી પ્રગતિ કરવાને દરેક કલાકે અસત્નો ત્યાગ આપણે કરવો જોઇએ.

જ્યાં **ત્યાગનો** પ્રશ્ન આવ્યો, ત્યાં **આંતરયુદ્ધનો** પ્રશ્ન પણ આવીને ઉભો રહે છે. સત્યતા તરફ જવાના દરેક પગલે આપણે યુદ્ધ કરવું જોઇએ. આપણે જરૂર જય પામીશું એવી ભાવના અને શ્રદ્ધાની મદદથી લડનાર સુખી હોય છે. પણ હૃદયમાં નિરાશા રાખી જો આપણે યુદ્ધમાં ઉતરીએ તો આપણે દુઃખી થઇએ છીએ. સુખી થઇને લડીએ કે દુઃખી થઇને લડીએ, પણ દરેક પળે આપણે આંતર યુદ્ધ કરવાનું હોય છે. યુદ્ધ એ આપણા વિકાસની મોટી ચાવી છે. આપણી બાહ્ય તથા આંતર દુનિયાના સંયોગો સામે ચાલુ યુદ્ધ જરૂરનું છે.

ત્યાગનું રહસ્ય એ છે કે જો કે તમે સર્વનો ત્યાગ કરો છો, તે છતાં જીવનને વાસ્તે જે જરૂરનું છે, તેવું કાંઈ પણ તમે ખોતા નથી. તમે ત્યાગ કરો છો ત્યારે તમને લાગે છે કે જીવનનો અંત આવ્યો; જાણે તમારા જીવનનો દયાજનક છેડો આવ્યો, એમ તમને ભાસે છે. પણ જો તમારા આંતર અવાજને માન આપી **સિદ્ધાર્થ કુમારની** માફક સર્વનો ત્યાગ કરો, અને ભવિષ્યમાં શું મળશે, તેના જ્ઞાન વિના તમે તે ત્યાગમાં તમારૂં સર્વસ્વ તજી દો તો તે વખતે તમને અનુભવ થશે કે તમે તમારૂં જે જીવન ખોયું છે, તે તમને નવા સારા રૂપમાં મળ્યું હોય છે. જેમણે સત્યતા પ્રાપ્ત કરી છે, તેમણે દરેક ત્યાગ કરેલો હતો. તેઓએ નિરાશાનાં કડવાં પાણી પીધાં છે.

માટે સત્યતા તરફના ઉમેદવારો વાસ્તે "ત્યાગ" એ પ્રથમ સામાન્ય ગુણ છે.

સત્યના શોધકોનો બીજો ગુણ **શંકા ઉઠાવી સત્ય જાણવાની વૃત્તિ હોય છે**. ભૂતકાળના કર્મોથી જે સ્થિતિમાં મનુષ્ય આવી પડયો હોય, તે સ્થિતિમાં હાની હા કરવાથી કોઇને સત્યનું ભાન થતું નથી. પ્રભુ આપણને ગુલામ બનાવવા નહિ પણ મનુષ્યો બનાવવા માગે છે. "મનુષ્યોની માફક વર્તો. મજબૂત થાઓ." પણ જ્યાં સુધી મનુષ્ય કોઈ પણ બાબતમાં શંકા ઉઠાવી સત્ય તરફ આવવાની વૃત્તિ રાખતો નથી, ત્યાં સુધી ખરૂં બળ તેનામાં આવતું નથી.

તમારા જીવનની દરેક બાબતમાં શંકા ઉઠાવી તમારે તેમાંથી સત્ય શોધવું જોઇએ. કેટલીકવાર તમારા પ્રિયમાં પ્રિય જનોનો પ્રેમ અને શુભેચ્છા તમારા માર્ગમાં વિઘ્નરૂપ થતા હોય છે. જો તમારી સત્યતા જાણવાની ખરી વૃત્તિ હોય તો તેમાં પણ શંકા ઉઠાવો. તમારે એટલી ખાત્રી રાખવી જોઇએ કે તમે સત્યતાના ઉપાસક છો, નહિ કે કોઇ જાતની અહંતાના. તે શંકામાં પણ શંકા કરો, અને સત્યતા તરફનો માર્ગ કરી લો.

ત્રીજી બાબત એ છે કે **નિર્ભયતા** વિના કદાપિ સત્યતાની ઝાંખી થઇ શકશે નહિ. જો તમને ખાત્રી થાય કે તમે મનુષ્ય નહિ પણ ઇશ્વર છો, તો તમે સ્વાભાવિક રીતે નિર્ભય થઇ શકશો. ઘણા એવા પ્રસંગો આવે છે કે જે વખતે અડચણો અને વિરોધને લીધે તમને તમારા મનુષ્યત્વનોજ ખ્યાલ આવ્યાં કરે છે. પણ તમારે જાણવું જોઇએ કે તમારા હાથની પાછળ પ્રભુનો પ્રબળ હાથ-શક્તિ રહેલી છે.

તમારે દરેકને અમુક પ્રશ્નોનું નિરાકરણ કરવાનું હોય છે. તમારે દરેકને અમુક અડચણો હોય છે. પણ તમારે દરેકે આગળ ધસવું જોઇએ, અને તમારા હુંપણાને ભૂલી જવું જોઇએ. જ્યારે પાણીનાં મોજાં સામાં આવે, ત્યારે તે મોજાંની અંદર ડુબકી :મારો. જો તે વખતે લાકડાનું ઢીમચું તરી શકે, મુંગું પશુ તરી શકે, તો શું મનુષ્ય તેના કરતાં પણ ઓછો છે

કે તેમાં ડુબી જશે? શું પક્ષી હવામાં ઉડી શકતું નથી? અને **જેને** તમે શોધો છો, તે તમને શું નીચેની ખડકો સાથે અથડાઇ તમારા ચુરા થવા દેશે?

જીવનની મોટામાં મોટી વસ્તુ **વિજયમાં** આવતી નથી, પણ **વિજય તરફ ધસવામાં**–વિજયને વાસ્તે યુદ્ધ કરવામાં રહેલી છે. જીંદગીને ભૂલી જઇને જે વખતે કોઈ યોદ્ધો લડાઇમાં **ઝંપલાવે** છે, તેજ વખતે તે વિશેષ જીવન અનુભવે છે.

તમને સત્યતાનું ભાન થાય, તે પૂર્વે તમારે સત્યતાના સાક્ષી થવાનું છે.

સત્યતા એટલી મહાન્ છે કે તે આપણા ક્ષુદ્ર જીવનમાં આવી શકે નહિ.

આપણે આપણી જાત કરતાં વધારે મહાન્ થઈએ તે!જ આપણને સત્યતાનું ભાન થાય. દયા અને પ્રેમની શક્તિના સાક્ષી બનો. વીર કાર્યોની દિવ્યતાના સાક્ષી બનો, તમારે સાક્ષી તો બનવુંજ પડશે. જ્યારે કાંઈ પણ મહત્તાના સાક્ષી થવું પડે, ત્યારે નિર્બળતાથી ના પાડતા ના, તમારી અંદર વિશ્વાસ રાખો–પ્રભુમાં વિશ્વાસ રાખો. બેમાંથી શેમાં રાખો છો તે બીનમહત્ત્વનું છે. પણ પૂર્ણ વિશ્વાસ રાખો–અને તમને લાગશે કે જે સત્યતાને તમે શોધી રહ્યા છો, તે ઘણે દૂર નથી પણ હાલ અને અહીંજ છે.

ભૂતકાળમાં આધ્યાત્મિક સ્વતંત્રતા અને પ્રકાશની

શોધ કરનાર મનુષ્ય મઠમાં, જંગલમાં કે પર્વતપર એક સંન્યાસી તરીકેનું એકાંત જીવન ગાળવા ચાલ્યો જતો હતો. પણ સ્થિતિ બદલાઈ છે. અત્યારે કોઈ પણ સ્થળ એવું નથી કે જ્યાં મનુષ્યો આવી પહોંચ્યા વગર રહે. અને જગતથી નાસી જવું તે જરૂરનું, સલાહ ભર્યું કે હિતાવહ નથી. આપણે આપણી પોતાની અંદર તે મઠ, તે જંગલ કે તે પર્વતનું એકાંત સ્થળ શોધી કાઢવું જોઈએ કે જ્યાં—આપણે દરરોજનું જીવન ફરજથી કે જરૂઆતથી ગાળવા છતાં—અમુક શાંત પળોમાં જઈ શકીએ.

આધ્યાત્મિક પ્રકાશ સારૂ **સ્વસંયમ, સાચી સમજ** અને **પ્રેમ** જરૂરનાં સાધનો છે. અને આ ત્રણે સાધનો જીવનથી **દુર ભાગવાથી** નહિ પણ જીવન **જીવવાથી** પ્રાપ્ત થાય છે. જે પ્રમાણમાં મનુષ્ય સાધ્યને નક્કી કરીને અનુભવ લેતો જાય છે, તેમ તે દરેક અનુભવ તેને સાધ્યની સમીપ જવામાં વિશેષ મદદગાર થાય છે. માટે સાચી આધ્યાત્મિકતા પ્રાપ્ત કરવા ઇચ્છતા મનુષ્યે પ્રયોગ કરતા કે અનુભવ મેળવતાં ડરવું નહિ. ભયની સામે થઈ ભય પર જય મેળવવા પ્રયત્ન કરો. જગતમાં **ભય પામવા જેવો શત્રુ** હોય તો તે **ભય** છે. જો આપણે જીવનથી ભય પામવાને બદલે જીવનપર વિશ્વાસ રાખીએ તો જરૂર જીવન આપણને ટેકો આપ્યા વિના રહેશે નહિ. જે તરનારો પાણીથી ડરે છે, અને તેમાંથી

છુટા થવાને બ્હેં બાકલો થઈ પ્રયત્ન કરે છે, તે પાણીમાં ડુબી જવાનો સંભવ છે. પણ પાણીમાં તેને ઉપર ટકાવી રાખવાની શક્તિ છે, એવું સમજી તે પાણીના પ્રવાહ સાથે જેમ વધારે ભળે છે, તેમ તે પાણી તેને ઉપરને ઉપર રાખે છે.

મનુષ્યો જીંદગીમાં અનેક પ્રકારની નિરાશાઓ અનુભવે છે, અનેક રીતે ત્રાસ પામે છે, અને અનેક વાસનાઓને વશ થાય છે. તે નિરાશાઓ, તે ત્રાસ અને તે વાસનાનું સ્વરૂપ સમજી તેમાંથી હમેશને વાસ્તે મુક્ત થવાને બદલે તેઓ તેમાંથી નાશી જવા મથે છે. તે માટે તેઓ અમુક માન્યતાઓ કે બાહ્ય ધાર્મિક ક્રિયાઓનો આશ્રય લે છે, પણ તેથી તેઓ ખરા નિર્ભય થતા નથી. તેઓ બહારનાં સાધનોની સત્તા સ્વીકારી પરતંત્ર બને છે, અને જ્યાં સુધી પરતંત્રતા છે, ત્યાં સુધી સાચું સુખ ઘણે દૂર છે.

જો તમે જીવનને બરાબર સમજો તો કદાપિ તમે નિરાશ, દુખી કે અશાંત થશો નહિ, અને તમારે બીજા તરફના દીલાસાની જરૂર રહેશે નહિ. લંગડા મનુષ્યને લાકડીના ટેકાની જરૂર છે, અને ધાર્મિક ક્રિયાઓ અને અમુક માન્યતાઓ તે ટેકાનું કામ કરે છે, પણ આપણે હમેશ લંગડા રહેવાનું નથી. આપણે ઘણાં વર્ષ બાળકો તરીકે રહ્યા. હવે આપણે મનુષ્ય બનવાનું છે. આપણે તત્ત્વજ્ઞાનનો મનને રમવાની **રમત** તરીકે ઘણો લાંબો સમય ઉપયોગ કર્યો. પણ

કદાપિ પૂર્ણ સ્વતંત્રતા તરફ જવાનું **સાહસ** આપણે ખેડયું નથી.

આપણે બીજાઓએ કહેલા કે પ્રરૂપેલા વિચારો અને વિચારશ્રેણીઓ **સ્વીકારી** લીધી છે. આપણે તેને **સમજીને** આપણા જીવન સાથે **વણી** લીધી નથી. તેથી દુઃખના પ્રસંગે, ચિંતાના કે ઉદ્વેગના સમયે તે તત્ત્વજ્ઞાન કેવળ આપણા મગજમાં પડી રહે છે, અને આપણે તો અજ્ઞાન મનુષ્યની માફક કાયર અને દુઃખી બનીએ છીએ. આપણા દરેકની ધર્મ-ભાવના ઘણી મર્યાદિત અને સંકુચિત છે. દરેક પંથ કે ધર્મને માનનારો તેના ઘરની એક બારી ખુલ્લી રાખે છે, અને બીજી બધી બારીઓ બંધ રાખે છે. તે એક બારી દ્વારા જે કાંઇ બનતું દેખાય તેજ જુએ છે, અને તેથી તેનું જીવનનું દર્શન ઘણુંજ મર્યાદિત એકપક્ષી અને સંકુચિત હોય છે. જેણે પૂર્ણ સત્ય જાણવું હોય તેણે તો તે એકજ બારી દ્વારા જોવાનું બંધ કરીને ખુલ્લા મેદાનમાં આવવું જોઇએ. તમારા આત્માને કેદ બનાવે તેવાં નવાં ઘરો હવે બાંધતા ના, નવા મતો કે પંથો સ્થાપતા ના, પણ **જીવન જીવો.** આપણે પુસ્તકોમાંથી, લોકોની વાતોથી અને બ્હારના અનુભવથી જે કાંઈ સમાચારનો પાક એકઠો કરેલો હોય તે **જ્ઞાન** Knowledge છે. પણ **પ્રજ્ઞા** Wisdom તો સાચી સમજ દ્વારા આવે છે. પ્રજ્ઞામાં તો વસ્તુના ખરા સ્વરૂપનું અંદરથા દર્શન થાય છે. તેમાં

દલીલોની જરૂર પડતી નથી. ત્યાં મન નહિ પણ હૃદય કાર્ય કરે છે. પ્રજ્ઞાને જન્મ આપનાર સાચી સમજ હૃદયને કેળવવાથી અને પ્રેમની ખીલવણીથી પ્રકટે છે. સર્વને ચાહો, દરેકને ચાહો, બને તેટલી નિઃસ્વાર્થ ભાવનાથી ચાહો. સૌથી પ્રબળ પ્રેમ તે નિઃસ્વાર્થ પ્રેમ છે.

પ્રેમમાં નિઃસ્વાર્થતા અને અનાસક્તિભાવ–વૈરાગ્ય ભાવ (Detachment) હોવાં જોઈએ. અનાસક્ત પ્રેમ ખીલવવા માટે તમે જેને ચાહતા હો તેને ચાહવાનું બંધ કરતા ના, પણ તમે જે એકને ચાહતા હતા તે વિશેષને–ઘણી સંખ્યાના મનુષ્યોને ચાહતાં શીખો. જે સર્વને ચાહી શકે છે, તે પ્રેમ અનાસક્ત બને છે. જો તમે તમારા પ્રેમનો બદલો માગો તો તમે તે પ્રેમની ભેટના બદલામાં તેની કીમત માગો છો. જો તમે અદેખા હો અને તમારા પ્રિયજન પર માલીકીનો હક્ક ધરાવવા માગતા હો તો તમે જેને ચાહો છો, તેને ગુલામ બનાવો છો, અને તેને અદૃશ્ય સાંકળોથી બાંધો છો.

તમે તમારી જાતને છેતરો છો, તમે તમારી જાતને બદલાની આશાથી દુઃખી કરો છો, અને તે બદલો મળતો નથી, એટલે દુઃખી થાઓ છો. તમે પ્રેમને શા સારૂ નિંદો છો? તમે તમારા જીવનમાં મહત્તા બતાવતા નથી; અને પછી સામો મનુષ્ય તમારા પ્રેમનો બદલો ન વાળે, ત્યારે દુઃખી થઈને તેને તજવા તમે તૈયાર થાઓ છો, એ સ્વાર્થ નહિ તો બીજું શું ?

તમારી સ્વાર્થી ભાવનાથી અને વિકારો રૂપી વરૂથી તમારા મનને તથા હૃદયને બચાવો. તમારા વિચારોને નિયમિત કરો, તમારી લાગણીઓનું ઉચ્ચ રૂપાંતર કરો. તેમને સુંદર રીતે સુંદર આકારોમાં પ્રકટ કરો. તમારી લાગણીઓ તમને કે બીજાને હેરાન કરનારી ન થાય, તેવી રીતે તેમને રાખો. દાબી રાખેલી વૃત્તિઓ મનમાં તથા શરીરમાં અમુક પ્રકારનું ઝેર ઉત્પન્ન કરે છે, પણ તેનું પ્રકટસ્વરૂપ પવિત્ર ઝરાના પાણીને નિર્મળ રાખે છે, અને તે પ્રકટ કરવાના પરિણામ રૂપે આપણા પર જે અસર થાય તે અસરથી જ્ઞાન મળે છે, અને આ રીતે તે વૃત્તિઓ પર સંયમ મેળવાય છે.

જે મનુષ્ય વિચારશીળ છે, જે સાધ્ય નક્કી કરી તેની દૃષ્ટિએ દરેક વસ્તુનો વિચાર કરે છે, તે મનુષ્ય લાંબો સમય તેની તે સ્થિતિમાં પડી રહી શકે નહિ. જે મનુષ્ય ખુલ્લી રીતે નિર્દોષતાથી, નિર્ભયતાથી અને પરોપકારની ભાવનાથી જીવન ગાળતો હશે, તેના જીવનમાં એવો સમય બહુ થોડા વખતમાં આવશે કે જ્યારે તેને પોતાના જાગ્રત્ થયેલા આત્માની સ્વતંત્રતાને રોકનારાં કારણો સામે બંડ ઉઠાવવુંજ પડશે. સ્વતંત્રતાને રોકે તેવી રૂઢીઓ, રિવાજો, ટેવો, મનુષ્ય કૃત નીતિના ધોરણો, જે આપણને ભૂતની માફક દાબી દે છે, અને આપણાપર પ્રબળ જુલમ ગુજારે છે, તેની સાથે આપણે થવુંજ જોઇએ. વિકાસ વાસ્તે ક્રાન્તિની

જરૂર છે. પણ તે મહાન્ ફેરફાર–**ક્રાન્તિ તટસ્થ ભાવની, રાગદ્વેષ વગરની,** અને **બુદ્ધિ પૂર્વકની** હોવી જોઇએ. તમે **શેની** સામે થાઓ છો, અને **શા વાસ્તે** થાઓ છો, તે સમજીને ફેરફાર કરો. દેખાદેખી વસ્તુનો સ્વીકાર કરવો, અથવા દેખાદેખી કોઇ પણ વસ્તુનો ત્યાગ કરવો, એ બંને માર્ગ ભૂલભરેલા છે, અને તેથી સાચી પ્રગતિ થઇ શકતી નથી.

જ્યારે મનુષ્ય પોતાનું સાધ્ય નક્કી કરે છે, અને સમજપૂર્વક પોતાના જીવનમાં પરિવર્તન કરવા માંડે છે, ત્યારે ઘણી ગુંચવણ ભરી બાબતો તેના જીવનમાંથી ચાલી જાય છે. સાધ્યની દૃષ્ટિએ તે વસ્તુઓ તેને તુચ્છ, બીનમહત્ત્વની અને અનુપયોગી લાગે છે. એટલે તે તેનો ત્યાગ કરીને પોતાનું જીવન **સરલ** બનાવે છે. આ સરલતા બેડોળપણાની નહિ પણ સંસ્કારિતાની પુત્રી છે. સંસ્કારિતા એટલે બુદ્ધિની ચતુરતા નહિ, પણ પોતે જે શીખ્યો હોય, પોતાને જે લાગણીઓ થઇ હોય, પોતે જે અનુભવ્યું હોય, તે બધાના પરિણામે તે સંસ્કારિતા (Culture) જન્મે છે; અને તે સંસ્કારિતાનું ઉત્તમોત્તમ પુષ્પ **સરલતા** છે. અનેક ઋતુના કડવા મીઠા, તાઢ તડકાના અનુભવોને પરિણામે વૃક્ષનું પાંદડું આટલું સરલ થયું છે, તેવીજ રીતે અનેક પ્રકારના સુખદુઃખના અનુભવના, હૃદયના ખળભળાટના અને જ્ઞાનસંચયના પરિણામે મનુષ્ય સરલ બને છે.

**આવો સરલ મનુષ્ય ખરા આનંદને શોધે છે.**

આ આનંદની શોધમાં જે સુખો શાંત અને શાશ્વત છે, અને જેનો સંબંધ નિઃસ્વાર્થી અને પરોપકારી જીવન સાથે છે, તે સુખોને ખાતર જે સુખો ક્ષણિક છે, જેનો ઉપભોગ કરતાં જ જે નાશ પામે છે, અને જે દુઃખરૂપે પરિણમે છે, તેવાં સુખોને તમે તજી દો છો, જતાં કરો છો. અલંકારિક ભાષામાં કહીએ તો તમારા બગીચામાંથી ઝાકળ પડતાંજ નાશ પામી જાય તેવા થોડો વખત રહેનારા છોડવાઓને તમે ઉખેડી નાખો છો, અને તેનું સ્થાન તમે એવા પ્રબળ વૃક્ષોને આપો છો કે જેને અકસ્માતના પવનો અને દુઃખરૂપી વરસાદના સખ્ત ઝાપટાઓ અસર કરી શકતા નથી. તમે જગતનું જીવન ગાળતાં દુનિયાના સુખદુઃખનાં પ્રસંગોનો સ્વાદ લેતાં તથા તેમની કસોટી કાઢતાં એવી સ્થિતિએ આવી પહોંચો છો કે જ્યારે તમને સાચા સુખની ઝાંખી થાય છે. તે મેળવ્યા પછી તમે બધી જાતનાં સુખોનો ખુશીથી અનાદર કરી શકો છો. જીવનનું ઐક્ય અર્થાત્ **બધામાં એકજ જીવન વહી રહેલું છે એ** સાધ્ય છે, અને તે સાધ્ય પ્રાપ્ત કરવાનું પરમ સાધન પણ એ ભાવના પ્રમાણેનું જીવન છે.

આપણને ઘણી ઉચ્ચ બાબતો ગમે છે. બધામાં રહેલા એક જીવનને સમજવું અને ચાહવું એ આદર્શ આપણને રૂચે છે, પણ આપણે આપણા **આદર્શને ભવિષ્યનો વિષય** બનાવીએ છીએ, એટલે કે

ભવિષ્યના આદર્શને વર્તમાનમાં લાવવાને બદલે, તે આદર્શ પ્રમાણે ચાલુ જીવન ગાળવાને બદલે આપણે તે આદર્શને ભવિષ્યને વાસ્તે મુલત્વી રાખીએ છીએ, તેટલે અંશે આપણાથી ખરો આનંદ દૂર ભાગે છે. જો આપણને તે સાધ્ય ખરૂંજ લાગતું હોય, અને તે સાધ્યનો અનુભવ કર્યા વિના ખરી શાંતિ કે આનંદ નથી, એમ જો આપણે હૃદયથી માનતા હોઈએ તો પછી તે સાધ્યની દૃષ્ટિએ વર્તમાન જીવન કેમ ન ગાળવું ? અને જો તેવું જીવન આપણે ગાળવા લાગ્યા તો આપણને સાચા આનંદનો અનુભવ થશે. હવે આપણે જીવન પ્રેમી કેમ બનીએ તેનો વિચાર કરીશું.

જીવનપ્રેમી બનવા માટે પ્રથમ તો આપણે દરેક વસ્તુ, દરેક બનાવ અને મનુષ્યને જીવનની દૃષ્ટિથી જોતાં શીખવું જોઇએ. અત્યાર સુધી આકાર (Form) ની દૃષ્ટિએ આપણે જગતને જોયું છે, અને તેજ દૃષ્ટિએ આપણો બધો જીવન વ્યવહાર ચાલે છે. આપણે કહીએ છીએ કે આપણે અધ્યાત્મવાદી છીએ, અમે તો જડને નહિ પણ ચેતનને પૂજનારા છીએ, પણ આપણી વિચારશ્રેણી તેમજ આપણો વ્યવહાર સ્પષ્ટ પુરવાર કરે છે કે આપણે જીવન અથવા ચેતનનું સ્વરૂપ સમજતા નથી.

આ ઉપરનો સિદ્ધાન્ત સાબીત કરવાને આપણે કેટલા દાખલા તપાસીએ.

કોઈ પણ મનુષ્ય આપણને મળે, ત્યારે આપણે તેને પૂછીએ છીએ કે તમારી ઉમર કેટલી ? તે કહે છે કે ૨૦, ૨૫, ૪૦, ૫૫ વગેરે. હવે આ જવાબ આકારનો નહિ તો બીજું શું ? શરીરને ૨૦ કે ૨૫ વર્ષ થયા. પણ જીવનની વય તો કોણ માપી શકે ? જીવન તો અનાદિ અનન્ત છે. જ્યારે મનુષ્ય શરીરની વયનો વિચાર કરે છે, અને જો તે ૪૦ કરતાં વધારે વયનો હોય તો તેને લાગે છે કે થોડાં વર્ષ જીવવાનું છે, હવે મારાથી શું થઈ શકે ? તમે આ નવીન ભાવનાઓ કહો છો, તે ઠીક છે, પણ આ વયે હું શું કરી શકું ? આ બધા ઉત્તરોની પાછળ એકજ વિચાર મુખ્ય હોય છે કે હું આ શરીર છું અને શરીર થોડા વખતમાં નાશ પામશે. આ પ્રસંગે જીવનની દૃષ્ટિથી જોનાર સદા ઉત્સાહી રહી શકે છે, કારણ કે જીવન અમર છે.

ડો. બેસન્ટ ૮૨–૮૩ ની વયે પણ ૨૦ યુવકને છાજે તેટલા ઉત્સાહથી અને શક્તિથી કાર્ય કરી રહ્યા છે, કારણ કે તે જીવનની દૃષ્ટિથી શરીરને જુએ છે. ત્યારે પ્રથમ ખ્યાલ એ લાવવો કે જીવન વય વગરનું છે. જીવનને કોઇ વય નથી. હું એ જીવન છું. માટે હું શાશ્વત યુવાન છું. આ ભાવના જરૂર શરીરની મંદતામાં સ્ફુર્તિ લાવશે, અને વૃદ્ધાવસ્થામાં પણ તે મનુષ્યને ઉત્સાહી અને આનંદી બનાવશે.

હવે આકારની દૃષ્ટિએ આપણને લાગે છે કે હું

પુરૂષ છું કે સ્ત્રી છું. વસ્તુતઃ આપણે જીવન છીએ. આ સમયે આપણે પુરૂષદેહ ધારણ કર્યો છે, આવતી કાલે સ્ત્રીદેહ ધારણ કરીએ. આજે સ્ત્રીદેહ ધારણ કર્યો છે. ભવિષ્યમાં પુરૂષદેહ ધારણ કરીએ. જીવનની દૃષ્ટિએ સ્ત્રી કે પુરૂષ એ ભેદજ નથી. પણ દેહભાવની દષ્ટિ આપણામાં એટલી બધી પ્રબળ થઇ ગયેલી છે કે સ્વપ્નમાં પણ હું પુરૂષ છું કે સ્ત્રી છું એ ભાવ કાયમજ હોય છે. માટે જીવનની દષ્ટિએ વિચાર કરો; થોડીવાર તમે પુરૂષ છે કે સ્ત્રી છો, એ ભાવ ભૂલી જાઓ. તમે એક શક્તિ છો કે જે પુરૂષદેહ કે સ્ત્રીદેહ દ્વારા પ્રકટ થઇ રહી છે, એ દષ્ટિએ વિચારો. આ દષ્ટિએ જગતના બધા પ્રશ્નો વિચારો. પછી તમારે ત્યાં પુત્રનો જન્મ થાય કે પુત્રીનો જન્મ થાય, તો તમને સમાન આનંદ થવો જોઇએ. પુત્રને ભણાવવા પાછળ જેટલા પૈસા તમે ખરચો છો, તેટલાજ પૈસા તમારી પુત્રીના શિક્ષણ પાછળ ખરચતાં તમે જરા પણ સંકોચ ધરશો નહિ. તમે વારસામાં પુત્રને કે પુત્રીને સમાન ભાગ આપશો. પુત્રીને વધારે ધનની જરૂર હોય તો પુત્રીને વધારે પણ આપતાં તમે આનંદ માનશો. જેને તમે તમારી પત્ની માનો છો, તેના પ્રત્યેના તમારા વર્તનમાં પણ અજબ ફેરફાર થશે. તમારી પત્ની એ તમારી પત્ની રહેશે નહિ, પણ તમારો બંધુ—જીવાત્મા લાગશે. તમે સ્ત્રીના આકારને નહિ પણ અંદર રહેલા જીવાત્માને ચહાશો. સ્ત્રીનું શરીર માઠું પડયું, અથવા વય વધતાં તેનું

બાહ્ય સૌંદર્ય ઓછું થયું, તે પરથી તમારો પ્રેમ રતિમાત્ર પણ મંદ પડશે નહિ. કારણ કે તમો તો તે સ્ત્રીને નહિ પણ સ્ત્રીના જીવાત્માને ચાહો છો. તેજ રીતે પત્ની પણ પતિના શરીરને નહિ પણ પતિના આત્માને ચાહશે. આપણે અત્યાર સુધી આકારને ખાતર જીવનને ચાહતાં શીખ્યા છીએ. હવે તે ક્રમ બદલાવવો જોઈએ, અને હવે જીવન અમુક આકાર દ્વારા પ્રકટ થયું છે, માટે તે જીવનના પ્રેમને ખાતર તે આકારને ચાહો. જો તમે જીવનને ચાહી શકો. તો બેડોળ આકારને પણ ચાહી શકો—માતા પોતાના બેડોળ આકારવાળા પુત્રને શું નથી ચ્હાતી ? તેને મન પોતાના પુત્રનું જીવન મુખ્ય છે, પછી તે પુત્રનો આકાર સુંદર હોય કે બેડોળ હોય તે બીનમહત્ત્વનું છે.

હવે આપણે જીવનની દૃષ્ટિએ ધર્મનો વિચાર કરીએ. ત્યાં પણ મોટે ભાગે આપણે શરીરની દૃષ્ટિથી જ વિચાર કર્યો છે. તમે કોણ ? વૈષ્ણવ. વૈષ્ણવ કુળમાં જન્મ્યા માટે વૈષ્ણવ. તેજ રીતે કોઈ કહે અમે ખ્રીસ્તી, અમે જૈન, અમે બુદ્ધિસ્ટ, શૈવી, મુસલમાન વગેરે. આ બધા ધર્મો, અને પંથોને લીધે મતભેદો થાય છે, અને જુદો ધર્મ પાળનારા જીવો પ્રત્યે આપણે પ્રેમ દર્શાવી શકતા નથી. અમુક ધર્મના સિદ્ધાંતો સાચા છે, માટે અમે તે ધર્મ માનીએ છીએ, એવું કહેનારા ઘણા થોડા મનુષ્યો મળી આવે છે. મોટે ભાગે તો અમુક ધર્મને માનનારા કુટુંબમાં

અમારો જન્મ થયો છે, માટે અમે તે ધર્મ માનીએ છીએ. આવું જો કે મુખેથી કહેશે નહિ, પણ વસ્તુ-સ્થિતિ આવા પ્રકારની છે. જીવન એ ધર્મોની પેલી પારનું છે. જીવનની દૃષ્ટિએ આપણે ગમે તે ધર્મ પાળનારને અથવા કોઈપણ કહેવાતા ધર્મને નહિ પાળનારને પણ ચાહી શકીએ. કારણ કે આપણે તો તે મનુષ્યમાં રહેલા જીવનને ચાહીએ છીએ.

હવે જીવનની દૃષ્ટિએ દેશનો વિચાર કરીએ. આપણે અમુક દેશમાં જન્મ્યા. આપણું શરીર અમુક દેશમાં પ્રકટ થયું, માટે આપણે તે દેશને ચાહીએ છીએ. પણ શરીરની અપેક્ષાએ દેશ છે; પણ આપણે તો અમુક દેશના નથી અને છીએ તો બધા દેશના છીએ. સ્વદેશાભિમાન એ પરમ સદ્‌ગુણ છે, અને વિ-કાસક્રમમાં તેનું સ્થાન છે, પણ જીવન–પ્રેમ એ વધારે મહત્ત્વની વસ્તુ છે. પરોપકારી ઇંગ્લીશ નર્સ મીસ એડીથ કેવલને મહાયુરોપીય રણસંગ્રામમાં જર્મન–સીપાઈઓએ બેલ્જીઅમમાં મારી નાખી હતી; તેના પર એવો આરોપ હતો કે તેણે કેટલાક અંગ્રેજ લ-શ્કરી સીપાઇઓને હોસ્પીટાલમાંથી નાસી જવામાં મદદ કરી હતી. તેને બંદૂકની ગોળીઓથી મારી નાખવામાં આવી તે પૂર્વે તેણે છેવટે તેને મળવા આવનાર ધર્મગુરૂને કહ્યું હતું કે " હું મારા દેશને ખાતર મરૂં છું, પણ સ્વદેશાભિમાન કરતાં પણ મોટો ધર્મ છે, અને તે માનવધર્મ છે. " અત્યારે જગતમાં

આંતરરાષ્ટ્રીય ભાવના પ્રકટવા લાગી છે; પણ હજી તે બાલ્યાવસ્થામાં છે. જીવનપ્રેમી પોતાના દેશને તેમજ સર્વ દેશને ચાહી શકે છે. તે પોતાના દેશ પ્રત્યે તે દેશમાં પોતાનો જન્મ થયેલો હોવાથી શરીરને લીધે વિશેષ પ્રેમ રાખે એ સ્વાભાવિક છે, પણ તે બીજા દેશો પ્રત્યે પણ પ્રેમ રાખી શકે છે, દ્વેષને તેના હૃદયમાં સ્થાન નથી. જ્યાં દ્વેષ છે—પછી તે ગમે તે કારણથી હોય—ત્યાં જીવનપ્રેમ નથી.

જીવનની દૃષ્ટિએ આખું વિશ્વ જુદુંજ લાગે છે. જીવન અમુક લાગણીઓ દ્વારા પ્રકટ થાય છે, પણ જીવન એ લાગણીની પેલીપાર છે એ દૃષ્ટિએ આપણાથી જુદી જાતની લાગણી ધરાવનારને પણ આપણે ચાહી શકીએ. મારો ગુલાબી રંગનો વીજળીનો ગોળો હોય અને તેનો પ્રકાશ બહુ સુંદર લાગતો હોય, અને બીજા કોઈનો ઘેરા કાળા રંગનો ગોળો હોય અને તેનો પ્રકાશ ઝાંખો પડતો હોય. જો હું મારા ગોળાની દૃષ્ટિથી વિચાર કરૂં તો મને ઘેરા કાળા રંગના ગોળાપર અભાવ કે અરૂચિ પેદા થાય, પણ જો હું એમ વિચારૂં કે વીજળીનો જે પ્રવાહ મારા ગોળા મારફતે વહેછે, તેજ પ્રવાહ તેના ગોળા મારફતે પણ વહે છે, તો તે પ્રવાહને ખાતર હું તે ઘેરા કાળા ગોળાને પણ ચાહી શકું.

અમુક લાગણીઓ આપણી, એમ માન્યું એટલે

તેનાથી જુદી લાગણીઓ ધરાવનાર પ્રત્યે અભાવ થાય એ સ્વાભાવિક છે, પણ મારામાં જીવન અમુક લાગણીઓ રૂપે પ્રકટ થાય છે, અને બીજામાં તેજ જીવન બીજી લાગણીઓ રૂપે પ્રકટ થાય છે, એમ જો સમજવામાં આવે તો આપણાથી ભિન્ન લાગણી ધરાવતા મનુષ્યને પણ તેના જીવનને ખાતર ચાહી શકીએ.

હવે આપણે જીવનની દૃષ્ટિએ વિચારો સંબંધી વિચાર કરીએ. જગતમાં કલહનું કારણ મોટે ભાગે વિચારોના મતભેદ છે. મનુષ્ય એમ માને છે કે મારો વિચાર એજ સત્ય છે, અને તેથી જુદી જાતના વિચારો ધરાવનાર પ્રત્યે તેના હૃદયમાં અણગમો, અભાવ કે અરૂચિ થાય છે. અન્ય મનુષ્યના વિચારનું દૃષ્ટિબિન્દુ સમજવાને પ્રયત્ન કરવા કરતાં તે વિચારને કેમ તોડવો એ વાસ્તે તે પ્રયત્ન કરે છે. સામો મનુષ્ય પણ પ્રથમના મનુષ્યના વિચારને તોડવા કટિબદ્ધ થાય છે; પછી સત્યાસત્યનો નિર્ણય થવાની વાત દૂર ચાલી જાય છે, અને મમત્વભાવ પ્રકટે છે. અને તેમાંથી અનેક પ્રકારના ક્લેશ કંકાસ ઉદ્ભવે છે. બીજાનો વિચાર આપણાથી જુદો છે, પણ તે ઉપરથી તેનો આશય ખોટો છે, એમ માનવું એ મોટી ભૂલ છે. સાચા હૃદયના આશય સાથે મનુષ્યો વિધવિધ પ્રકારના અભિપ્રાય ધરાવી શકે. માટે જીવનપ્રેમી કોઈ પણ નવો વિચાર તેના આગળ પ્રતિપાદન કરવામાં આવે, ત્યારે તેનો એકદમ સ્વીકાર કરતો નથી, તેમજ એક-

દમ તેનો અનાદર કરતો નથી, પણ તેને તપાસે છે; સહાનુભૂતિની દૃષ્ટિથી તેને વિચારે છે, વિશાળ દૃષ્ટિથી તેને અવલોકે છે, તો ઘણીવાર પોતે અત્યાર સુધી નહિ કલ્પેલું અથવા અનુભવેલું દૃષ્ટિબિન્દુ તેને જડી આવે છે. આ રીતે પોતાની વિચારસમૃદ્ધિમાં વૃદ્ધિ થાય છે. આપણા કહેવાતા વિરોધીઓ અથવા શત્રુ-ઓના દૃષ્ટિબિન્દુઓ આપણને તેમના મુખથી સાંભળ-વાનો પ્રસંગ આવે, તો મારી તો ખાત્રી છે કે આપણો અર્ધો વિરોધ તો તેજ પળે નાશ પામી જાય. મનુષ્યો વિકાસક્રમમાં જુદી જુદી રીતે જુદા જુદા અનુભવોમાંથી અત્યાર સુધી પસાર થયેલા હોવાથી એકજ વસ્તુ જોવાની અને તે પર અભિપ્રાય બાંધવાની તેમની રીત આપણાથી જુદી હોઈ શકે.

હવે આવી સ્થિતિમાં આપણે બે પ્રકારના માર્ગ લઈ શકીએ. કેટલાક એમ કહે છે કે તેનો વિચાર તો ખોટો છે, પણ આપણે તેને નભાવી લઈશું. આ પ્રકારની સહિષ્ણુતા એ હલકા પ્રકારની સહિષ્ણુતા છે. કારણ કે જ્યાં સુધી આપણે માનીએ કે તેનો વિચાર ખોટો છે, ત્યાં સુધી આપણે તેને શી રીતે ખરા જીગરથી ચાહી શકીએ ? આપણે શી રીતે જીવન-પ્રેમી બની શકીએ ? એક બીજા પ્રકારની સહિષ્ણુતા છે, તે ઘણીજ ઉત્તમ છે. તેવી સહિષ્ણુતા ધરાવનાર મનુષ્ય બીજાના દૃષ્ટિબિન્દુને ઉદારભાવથી અને વિશાળ દૃષ્ટિથી તપાસે છે. અને કુદરતમાં તેવા વિચારનું શું

સ્થાન છે, તે સમજે છે. તે પોતાનો વિચાર તજી દેતો નથી, પણ નવું દૃષ્ટિબિન્દુ સમજવાથી તેની વિચાર સામગ્રી વધે છે. સામા મનુષ્યનો આશય અને દૃષ્ટિબિન્દુ સમજે છે, તેથી તેનાપર તે પ્રેમ રાખી શકે છે.

આ દૃષ્ટિએ વિચારતાં એમ લાગે છે કે જીવનપ્રેમી બનવા માટે હૃદય અને મનને વિશાળ બનાવવાની જરૂર છે. જે અમુક વિચારશ્રેણીને વળગી રહે છે, અને કહે છે કે આ જ સત્ય છે, અને તે સિવાય બીજું કાંઇ સત્ય હોઈ શકે નહિ, તેણે હજી વાદવિવાદ પર જય મેળવ્યો નથી. સત્ય એટલું વિશાળ, અમર્યાદિત, અપરિમિત છે કે તે કોઇના બંધનમાં આવી શકે નહી, જુદા જુદા મનુષ્યો જીવનની–સત્યની જુદી જુદી દૃષ્ટિઓ પ્રકટ કરનારા છે, માટે જીવનની દૃષ્ટિએ તેમને પણ ચાહો. એક ભક્તે લખ્યું છે કે, તમે સામા મનુષ્યને ચાહો, એટલે તમે તેને વિશેષ સમજશો; અને જેમ તમે તેને વિશેષ સમજશો, તેમ તમે તેને વિશેષ ચાહી શકશો. બીજા શબ્દોમાં કહીએ તો પ્રેમ જ્ઞાનને વધારે છે, અને જ્ઞાન પ્રેમને પુષ્ટ કરે છે.

જીવનપ્રેમી બનવું હોય તો **પ્રેમી બનો અને જ્ઞાની બનો.**

આપણે જો જીવનનું ઐક્ય મેળવવું હોય તો તેને વાસ્તે આપણે **મન, લાગણી** અને **શરીરને** એવી રીતે ખીલવવા તથા પરસ્પર અનુકૂળ બનાવવા

કે જેથી તેઓ જુદી જુદી દિશામાં ગાડીને ખેંચતાં અસંયમી ઘોડાઓની માફક એક બીજાની શક્તિઓનો વિરોધ ન કરે, પણ તે ત્રણે સાથે મળીને કાર્ય કરે.

તમારામાં મન, લાગણીઓ અને શરીર ત્રણ તત્ત્વો આવેલાં છે, અને પૂર્ણ એકતા વાસ્તે તે ત્રણેને પૂર્ણ રીતે ખીલવવા જોઇએ. મનનું પૂર્ણત્વ એટલે વ્યક્તિત્વની શુદ્ધિ. તેનો અર્થ વ્યક્તિત્વનો નાશ નહિ, પણ વ્યક્તિગત અનુપમતા (uniqueness)ની પૂર્ણ ખીલવણી. તમે કદાપિ વ્યક્તિત્વનો નાશ કરી શકો નહિ, પણ તેને તમે શુદ્ધ કરી શકો, ઉન્નત કરી શકો અને આ રીતે તમે તેને સાધ્યની સમીપ લાવી શકો. જ્યારે પૂર્ણતા પામેલાં મન મળે છે, ત્યારે સંપૂર્ણ એકતા હોય છે, ભેદભાવ હોતો નથી તેમજ જુદાપણાની લાગણી હોતી નથી. મનને વાસ્તે આ ઉંચામાં ઉંચા સાધ્ય છે.

લાગણીઓને વાસ્તે ઉચ્ચમાં ઉચ્ચ સાધ્ય એ છે કે તમારામાં તીવ્ર અને **નિઃસ્વાર્થી પ્રેમ** હોવો જોઇએ, પણ તે પ્રેમ **આસક્તિ વિનાનો** હોવો જોઇએ અને તે તમારા **કાબુમાં** હોવો જોઇએ. તે પ્રેમ જ્વાળા મુખી જેવો પ્રબળ હોવો જોઇએ. શરૂઆતમાં તે પ્રેમ અદેખો, સંકુચિત, મર્યાદિત અને દરેક બાબતનો ઇર્ષ્યાળુ હોય છે, પણ દુઃખ અને શોક દ્વારા તેમાંથી સ્વાર્થ અને રાગના અંશો ઓછા

**થતા જાય છે. તેથી તે અંતે નિઃસ્વાર્થી અને અનાસક્ત બને છે.**

ધીમે ધીમે તે પ્રેમ વિસ્તારમાં વધે છે, અને ઘણા મનુષ્યોને પોતાના પ્રેમના વર્તુલમાં લે છે, માટે **નિઃસ્વાર્થી પ્રબળ, અનાસક્ત** અને **સંયમી** પ્રેમને લાગણીનું સાધ્ય બનાવી તે દિશામાં જીવન ગાળવું.

હવે પૂર્ણ એકતા વાસ્તે સ્થૂળ શરીરનો વિચાર કરીએ. તે સુંદર હોવું જોઇએ. **ઋજુ**–સરલ હોવું જોઇએ અને તે **સંયમી** હોવું જોઇએ, બીજી રીતે કહીએ તો તે મજબૂત, આજ્ઞાંકિત, ઉચ્ચ ભાવનાઓ ઝીલવાને અનુકૂળ સંસ્કારી અને સુંદર હોવું જોઇએ.

આ રીતે જો ત્રણે તત્ત્વો પરિપૂર્ણ રીતે ખીલે તો તે ત્રણે સાધનો પરસ્પર અનુકૂળ થશે, અને તે ત્રણેની વચ્ચે એકતા પ્રકટશે અને જ્યાં એકતા છે, ત્યાં સુખ છે.

આ પ્રમાણે ત્રણે સાધનોની એકતા લાવવાનું કામ કરવું એટલે એક કળાકારનું કામ કરવું. કળાકાર અનેક પ્રકારની વસ્તુઓ અને અવ્યવસ્થામાંથી એકતા લાવે છે. અને તે એકતા સુંદરતાને પ્રકટાવે છે. આવી એકતા મેળવવા માટે સાચી સ્વતંત્રતાની જરૂર છે; કારણ કે જ્યાં પરતંત્રતા છે, ત્યાં બ્હારનું દબાણ છે અને જ્યાં બ્હારનું દબાણ છે, ત્યાં આત્મા સ્વતંત્ર રીતે પોતાની શક્તિઓ પ્રકટ

કરી શકતો નથી. જ્યાં સુધી આવી સ્થિતિ હોય, ત્યાં સુધી આંતર એકતા પ્રકટ થઈ શકે નહિ. પણ જે સ્વતંત્રતાની વાત ચાલે છે, તે આંતર સ્વતંત્રતા છે, કે જેને કોઇ પણ કાયદો કે કોઇ પણ સત્તા કે કોઇ પણ મનુષ્ય લઈ શકે નહિ. આ આંતર એકતા લાવવાને વાસ્તે બે પ્રકાર છે. પ્રથમ તો આપણા વિચારો અને વૃત્તિઓને સાધ્યને અનુકૂળ બનાવવા અને પછી આપણાં બાહ્ય કાર્યો વિચારો અને વૃત્તિઓને અનુકૂળ બનાવવા.

શરીર, મન અને હૃદય આ ત્રણને પરસ્પર અનુકૂળ બનાવવામાં જીવનનું સૌંદર્ય પ્રકટે છે, અને તેમાંથી પ્રિયતમ–વિશ્વજીવન સાથે ઐક્ય પેદા થાય છે. આ ઐક્યનું સ્વરૂપ દરેક મનુષ્ય જાતે અનુભવી શકે, તે શબ્દોમાં દર્શાવી શકાય નહિ. જીવ જ્યારે પોતાના દિવ્ય સ્વભાવ જોડે એક થાય છે, જ્યારે આત્મા પરમાત્મા થાય છે, જ્યારે જીવ શિવ થાય છે, જ્યારે સ્ફુલ્લિંગ જ્વાળા બને છે, જ્યારે જળનું બિન્દુ સમુદ્ર સાથે ભળીને સમુદ્રરૂપ બને છે, ત્યારે જે સ્થિતિ થાય છે, તેજ નિર્વાણ–મુક્તિ છે. તેજ સુખનું સામ્રાજ્ય છે, તેજ શાશ્વત આનંદનું અને સ્વતંત્રતાનું ધામ છે.

ખરો આનંદ મેળવવાને, ખરી શાંતિ પ્રાપ્ત કરવાને, મુક્તિનો સાક્ષાત્કાર કરવાને બાહ્ય સાધનોની જરૂર નથી, એમ કહેવામાં આવ્યું છે. ત્યારે કોઈ એમ પ્રશ્ન કરે કે અમારે જીવનના દરેક પ્રસંગે કયી વસ્તુ ઉપર

આધાર રાખવો? અમને શંકાઓ પડે ત્યારે અમારો માર્ગદર્શક કોણ? એવું કયું તત્ત્વ છે કે જે સદા સર્વદા સર્વ સ્થળે સર્વ સંયોગોમાં આપણી પાસે રહે, અને આપણને દોરે?

તે સાધન તે આપણો **અંતરનો અવાજ છે.** આ અંતરનો અવાજ તેજ આંતર પ્રતિભા (Intuition) નો અવાજ છે. શ્રી બુદ્ધ ભગવાને કહ્યું છે કે "તમે તમારા પોતાના દીપક થાઓ" તમારો વિકાસ તમે પોતે દોરો. શ્રીયુત જે. કૃષ્ણમૂર્તિ અત્યારે તેજ કહી રહ્યા છે કે તમારા અંતરના અવાજને અનુસરો. અંતરનો અવાજ એક સત્તાધારી રાજા જેવો છે. તે અવાજને માન આપ્યા વિના ચાલેજ નહિ. જ્યાં સુધી મનુષ્ય તે અંતરના નાદને અનુસરવા તૈયાર થતો નથી, ત્યાં સુધી તેને બ્હારના નિયમની જરૂર રહે છે. પણ જે પળે તે પોતાના અંતરના અવાજને માન આપે છે, અને તેની આજ્ઞા પ્રમાણે ચાલવાને તૈયાર થાય છે, તે પળથીજ તેને બ્હારના નિયમોની જરૂર રહેતી નથી. તે સ્વચ્છંદી બનતો નથી, પણ તે પોતે રચેલા અને સ્વીકારેલા અમુક ઉચ્ચ ધોરણ પ્રમાણે પોતાનું જીવન દોરે છે.

જે મનુષ્ય પોતાના અંતરાત્માને વફાદાર છે, તે બીજા કોઈને છેતરી શકે નહિ, દગો દઈ શકે નહિ. આપણે અંતરના અવાજના બરાબર કેળવવો, તર-વારની ધાર જેવો તેજસ્વી બનાવવો, અને પછી તેને

અનુસરવું જોઇએ. તેને અનુસરવા જતાં ભૂતાત્માને દુઃખ થાય તો તેની પરવા કરતા ના, પણ તે અવાજને દાબી ભૂતાત્મા તૃપ્ત થાય તેવાં કાર્યો કરનાર કદાપિ શાંતિથી બેસી શકતો નથી.

લોકોનો મોટો ભાગ રાજદંડના ભયથી પાપકર્મ કરતાં અટકે છે. અમુક કાયદો છે, અને કાયદાનો ભંગ કરીશું તો શિક્ષા થશે, તેવા ભયથી ખોટું કાર્ય કરવાનું તજી દે છે. તેથી આગળ વધેલા જીવો, જેમને આપણે સામાન્ય રીતે ધર્મી મનુષ્યો તરીકે ઓળખીએ છીએ, તેઓ પરલોકના ભયથી અસત કાર્યો કરતા નથી. જો અમુક ખોટું કામ કરીશું તો નરકમાં જઇશું અથવા પરભવમાં દુઃખી થઈશું એવી બીકથી ખોટું કામ તેઓ આચરતા નથી. વળી અમુક કામથી સ્વર્ગ મળશે કે સુખ મળશે તેવી લાલચથી કેટલાક સારાં કામો કરે છે.

પણ તેવા મનુષ્યો દરેક પ્રસંગે શુભજ કાર્ય કરશે, અને ખોટું કાર્ય નહિ કરે, એવી શ્રદ્ધા રાખી શકાય નહિ. કારણ કે પરભવના ભય કે લાલચ કરતાં નજર આગળ દેખાતી વસ્તુ તેમને બહુ મહત્ત્વની લાગે છે, અને તેથી તેઓ ઘણીવાર વાસનાઓને વશ થઇ જાય છે. પણ ઉત્તમ પુરૂષો તો સ્વભાવથીજ ખોટું કામ કરતા નથી. તેઓ તો અમુક કામ સારૂ છે માટે તે કરે છે. અમુક કામ ખોટું છે માટે તે કરતા નથી. તેઓના સ્વભાવ જોડે નીતિના સિદ્ધાંતો વણાઈ

ગયા હોય છે. તેથી તેઓ પાંચહજાર મનુષ્યની સંમુખ જે કાર્ય ન કરે, તેવું કાર્ય એકાંતમાં પણ ન કરે. કારણ કે તેમને દોરનાર કોઈ બ્હારની સત્તા નહિ. પણ તેમના આંતરનો અવાજ છે. આપણે જગતને છેતરી શકીએ. બીજાઓની આંખે પાટા બંધાવી દઈએ. પણ આપણો અંતરાત્મા જે આપણો ખરો ન્યાયાધીશ છે, તેના આગળ આપણું પાપ છુપું રહે નહિ. આપણું હૃદય આપણી મનોવૃત્તિને જાણે છે. તે સંબંધમાં પ્રાચીન નીતિજ્ઞ પુરૂષે કહેલું છે કે—

**आदित्यचंद्रावनिलोनलश्च द्यौर्भूमिरापो हृदयं यमश्च ।**
**अहश्च रात्रिश्च उभे च संध्ये धर्मोऽपि जानाति नरस्य वृत्तं॥**

સૂર્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, આકાશ, પૃથ્વી, જળ, **હૃદય**, યમ, દિવસ, રાત્રિ, બે સંધ્યાઓ અને ધર્મ–આ બધી શક્તિઓ મનુષ્યના વર્તનને જાણે છે. મનુષ્યના વર્તનને જોનારા અને જાણનારા આટલા બધા છે. તમાં મોટામાં મોટું જાણનાર આપણું હૃદય છે. તેને કોઇ છેતરી શકે નહિ. કારણ કે તેતો આપણા દરેક કાર્યમાં વિદ્યમાન–હાજર હોય છે. કવિ શેકસપીયર લખે છે કે, તમે તમારી જાતને–તમારા અંતઃકરણને વફાદાર થાઓ, અને તમે કોઇને બીનવફાદાર થઈ શકશો નહિ. માટે મનુષ્યે ગમે તે ભોગે પોતાના અંતરાત્માના અવાજને અનુસરવું જોઇએ. જે મનુષ્ય અંતઃકરણના અવાજને માન આપી વર્તે છે, તેને

જગતના માનપાન કે કીર્તિ કે વૈભવની અપેક્ષાએ ગમે તેટલું નુકશાન ખમવું પડે, પણ તેના અંતરાત્મામાં તેથી જે સંતોષ થાય છે તેની કીંમત કોણ આંકી શકે ?

આપણે આ બાબત એક પ્રસિદ્ધ દૃષ્ટાંતથી પુરવાર કરીશું. યુધિષ્ઠિર રાજા અણીને પ્રસંગે પોતાના અંતરાત્માના અવાજને દબાવીને એક અસત્ય વચન બોલ્યા. અશ્વત્થામા નામનો હાથી મરાયો હતો, પણ જો તે અશ્વત્થામાના પિતા દ્રોણાચાર્ય આગળ કહે કે અશ્વત્થામા મરાયો છે, તો દ્રોણાચાર્ય શસ્ત્ર તજી દે અને પાંડવોનો જય થાય. માટે કટાકટીને પ્રસંગે તે અસત્ય બોલ્યા. તેનું પરિણામ એ આવ્યું કે તેમનો રથ ભૂમિમાં પેસી ગયો.

પણ તેમના હૃદયને જે ઘા વાગ્યો, તે આખી જીંદગી સુધી ભૂલાયો નહિ. મારા પક્ષનો જય થાય, એ હેતુથી હું અસત્ય બોલ્યો એ વાતનુ તેમને વારંવાર સ્મરણ થતું, અને તેમનો અંતરાત્મા દુઃખ દેતો હતો. પણ આથી તે એક મહત્ત્વનો પાઠ શીખ્યા; જે આપણે હમણાંજ જોઈશું. મહાભારતનું યુદ્ધ પુરૂં થઇ ગયું. પાંડવોએ ઘણાં વર્ષ સુધી રાજ્ય કર્યું. અને છેવટે તેમને હિમાલય તરફ જવાનો પ્રસંગ આવ્યો. યુધિષ્ઠિર પોતાના ચાર ભાઈઓ તથા દ્રૌપદી સાથે જંગલમાં ચાલ્યા. જંગલની શરૂઆતથી એક કુતરો તેમનો સોબતી બન્યો હતો. મોટા જંગલમાં જતાં જતાં ચારે ભાઇઓ અને દ્રૌપદી મરણ પામ્યાં. હવે રહ્યા યુધિષ્ઠિર અને

કુતરો. તેવામાં સ્વર્ગથી વિમાન આવ્યું. ઇંદ્રે યુધિષ્ઠિરને કહ્યું. "ચાલો, આ વિમાનમાં બેસી મારી સાથે સ્વર્ગમાં ચાલો." યુધિષ્ઠિરે કહ્યું. "હું શી રીતે આવું આ કુતરો મારી સાથે છે. તેને સાથે લઇને આવું."

"કુતરાને સ્વર્ગમાં સ્થાન નથી.'

"તો હું પણ તેને છોડીને આવીશ નહિ."

"તમારા ભાઇઓ તથા દ્રૌપદીને કેમ તજી દીધા ?"

"તે તો મરી ગયા હતા. અને આ કુતરો તો જીવતો છે. આખા લાંબા જંગલમાં તે મારી સાથે હતો. તેને છોડીને હું કેવી રીતે આવું ?"

"હું ઇન્દ્ર તરીકે કહું છું કે તમે તે કુતરાને તજીદો, અને મારી સાથે સ્વર્ગમાં ચાલો."

"હવે હું ઇન્દ્રનું વચન પણ નહિ માનું, પ્રથમ શ્રીકૃષ્ણે મને અસત્ય વચન બોલવા લલચાવ્યો હતો. પણ હવે હું જાણું છું કે જે મારા અંતરાત્માના અવાજની વિરૂદ્ધ હોય તે ગમે તે કહે તે હું માનીશ નહિ. મારો અંતરાત્મા કહે છે કે આ કુતરાને મારે આમ તજી દેવો જોઇએ નહિ. માટે જો તમે સાથે ન લઈ શકતા હો તો તમે એકલા જાઓ, મારે સ્વર્ગ જોઈતું નથી. હું મારા અંતરાત્માના અવાજને દગો દેઇ શકીશ નહિ."

આ શબ્દો પુરા બોલાયા પણ નહિ હોય, તેટલામાં તો તે કુતરો બદલાઈ જઇ તેને સ્થાને ધર્મરાજા થઇ ગયા.

યુધિષ્ઠિરની આ પરીક્ષા હતી. એકવાર તે અંતરાત્માને ઠગીને અસત્ય બોલ્યા પણ હવે તો અંતરાત્માના અવાજને માન આપવું એ પણ શીખી ગયા હતા, અને તેથીજ તે સ્વર્ગને પણ જતું કરવા તૈયાર થયા.

આ ઉપરથી સાર એ છે કે ગમે તે જોખમે અને ગમે તે ભોગે જે મનુષ્યો અંતરાત્માના અવાજને માન આપી વર્તે છે, તે સાચા સુખી થાય છે.

અંતરાત્માના અવાજને માન આપી વર્તનાર મનુષ્યને પરમ **સંતોષ** અને **આનંદ** થાય છે.

જે વિચાર, વૃત્તિ, વચન અને વર્તનથી અંતરાત્મા પ્રસન્ન થાય તેવોજ વિચાર કરે છે, તેવીજ વૃત્તિ–લાગણી પ્રદર્શિત કરે છે, તેવુંજ વચન બોલે છે, અને તેવુંજ વર્તન–કાર્ય કરે છે. અને જ્યાં અંતરાત્મા પ્રસન્ન થાય છે ત્યાં જ સાચી શાંતિ છે, સાચો આનંદ છે, અને સાચું સુખ છે. તે સાચું સુખ એ દરેક જીવાત્માનો જીવન સિદ્ધ હક્ક છે. તે સાચું સુખ પ્રાપ્ત થતાં મનુષ્ય આનંદ અનુભવે છે, સ્વતંત્ર–મુક્ત થતો જાય છે, અને નિર્ભય બને છે. તે સુખ, તે આનંદ, તે સ્વતંત્રતા અને તે નિર્ભયતા સર્વ કોઈ સ્વબળે મેળવવા કટીબદ્ધ થાઓ, એ ભાવના સાથે આનંદની શોધનું પ્રકરણ પૂર્ણ કરવામાં આવે છે.

# મણિલાલ ન. દોશીએ રચેલાં પુસ્તકો.

---

| | | | |
|---|---|---|---|
| ધર્મ બિન્દુ | ૨—૦—૦ | શ્રી ગુરૂચરણે | ૦—૧—૦ |
| દિવ્યજીવન | ૦—૧૨—૦ | ચારિત્ર મંદિર | ૦—૮—૦ |
| ગુરૂદર્શન | ૦—૮—૦ | થિઓસોફી અને કેળવણી | ૦—૨—૦ |
| મુક્તિનું રહસ્ય | ૦—૩—૦ | પ્રભુને નામે | ૦—૩—૦ |
| થિઓસોફીલેખમાળા | ૧—૦—૦ | શ્રદ્ધા એજ જીવન | ૦—૪—૦ |
| ઉચ્ચજીવનના નિયમો | ૦—૮—૦ | થિઓસોફીનાંમૂળતત્વો | ૦—૫—૦ |
| શ્રી બુદ્ધચરિત્ર | ૦—૧૦—૦ | ચારિત્ર રચના | ૦—૧—૬ |
| દૈનિક ધ્યાનનાં સૂત્રો | ૦—૬—૦ | મનુષ્યનું ભવિષ્ય પોતાના હાથમાં | ૦—૧—૦ |
| માબાપનું કર્તવ્ય | ૦—૨—૦ | યોગમાર્ગનો ભોમીઓ | ૦—૧—૦ |
| શિક્ષા વિનાશિક્ષણ | ૦—૨—૦ | આત્મ પ્રદીપ | ૧—૦—૦ |
| ગૃહજીવનની અસર | ૦—૪—૦ | સંયમ સામ્રાજ્ય | ૦—૬—૦ |
| બાળરક્ષણ અને બાળ શિક્ષણ | ૦—૨—૦ | આત્મ નિરીક્ષણ | ૦—૧—૦ |
| પ્રભુમય જીવન | ૦—૮—૦ | પવિત્રતાને પંથે | ૦—૮—૦ |
| નવીનયુગનો આત્મા | ૦—૮—૦ | પ્રેમ અને સેવા | ૧—૦—૦ |
| A Garland of good thoughts | ૦—૧૨—૦ | સખીને પત્રો | ૦—૪—૦ |

મળવાનું ઠેકાણું:—કર્તા પાસેથી, રતનપોળ,

**અમદાવાદ.**